જ્ઞાન ધરાવીએ છીએ, જેટલું આપે અમને પ્રદાન કરી દીધું છે. હકીકતમાં સર્વજ્ઞ અને બધું જ સમજવાવાળો આપના સિવાય કોઈ નથી.''

૩૩. પછી અલ્લાહે આદમને કહ્યું, ''તમે આમને એ વસ્તુઓના નામ બતાવો.'' જ્યારે તેણે એમને તે સૌના નામ બતાવી દીધા, ત્યારે અલ્લાહે ફરમાવ્યું, ''મેં તમને કહ્યું ન હતું કે હું આકાશો અને ધરતીની તે સમગ્ર હકીકતો જાણું છું અને જે તમારાથી છુપાયેલી છે, જે કંઈ તમે જાહેર કરો છો, તેની પણ મને ખબર છે અને જે કંઈ તમે છુપાવો છો, તેને પણ હું જાણું છું.''

૩૪. પછી જ્યારે અમે ફરિશ્તાઓને આદેશ આપ્યો કે આદમ સામે ઝૂકી જાઓ, ત્યારે સૌ ઝૂકી ગયા, પરંતુ ઇબ્લીસે ઇન્કાર કર્યો. તે પોતાની મોટાઈના ઘમંડમાં પડી ગયો અને અવજ્ઞાકારીઓમાં સામેલ થઈ ગયો.

૩૫. પછી અમે આદમને કહ્યું, ''તમે અને તમારી પત્ની, બંને જન્નતમાં રહો, અને અહીં મુક્તપણે જે ચાહો તે ખાઓ, પરંતુ આ વૃક્ષની નજીક ન જશો, નહીં તો જાલિમોમાં ગણાશો.

૩૬. છેવટે શેતાને આ બંનેને તે વૃક્ષ તરફ ફોસલાવી અમારા આદેશ-પાલનમાંથી ચલિત કર્યા અને તેમને તે સ્થિતિમાંથી કઢાવીને રહ્યો, જેમાં તેઓ હતા. અમે આદેશ આપ્યો, ''હવે તમે સૌ અહીંથી ઉતરી જાઓ, તમે એક-બીજાના શત્રુ છો અને તમારે એક નિશ્ચિત મુદત સુધી ધરતી ઉપર મુકામ કરવાનો અને ત્યાં જ નિર્વાહ કરવાનો છે.''

૩૭. તે વખતે આદમે પોતાના રબ પાસેથી કેટલાક શબ્દો શીખી તૌબા (ક્ષમા અને પશ્ચાતાપ) કરી, જે તેના રબે સ્વીકારી લીધી, કારણ કે તે મોટો ક્ષમા આપનારો અને કૃપાળુ છે.

૩૮. અમે કહ્યું, ''તમે સૌ અહીંથી ઉતરી જાઓ, પછી જો મારા તરફથી કોઈ માર્ગદર્શન તમારા પાસે આવે, તો જે લોકો મારા આ માર્ગદર્શનને અનુસરશે, તેમના માટે કોઈ ભય અને દુઃખનો અવસર નહીં હોય,

૩૯. અને જેઓ તેને સ્વીકારવાનો ઇન્કાર કરશે અને અમારી આયતોને ખોટી ઠેરવશે, તેઓ આગમાં જનારા લોકો છે, જ્યાં તેઓ હંમેશાં રહેશે. (રુકૂઅ-૪)

૪૦. હે ઇસરાઈલની સંતાન ! જરા યાદ કરો મારી તે નેઅમત (કૃપા)ને જે મેં તમને આપી હતી. મારા સાથે તમારો જે કરાર હતો તેને તમે પૂરો કરો તો મારો જે કરાર તમારા સાથે હતો, તે હું પૂરો કરૂં, અને મારાથી જ તમે ડરો.

૪૧. અને મેં જે ગ્રંથ અવતરિત કર્યો છે તેના ઉપર ઈમાન લાવો. આ તે ગ્રંથનું સમર્થન કરે છે જે તમારા પાસે અગાઉથી મોજૂદ હતો, એટલા માટે સૌપ્રથમ તમે જ તેનો ઇન્કાર કરનારા ન બની જાઓ. નજીવી કિંમતમાં મારી આયતોને વેચી ન નાખો અને મારા પ્રકોપથી બચો.



૪૨ અસત્યનો રંગ ચઢાવી સત્યને શંકાસ્પદ ન બનાવો અને જાણી-બૂઝીને સત્યને છુપાવવાની કોશિશ ન કરો.

૪૩. નમાઝ કાયમ કરો, ઝકાત આપો, અને જે લોકો મારા સમક્ષ ઝૂકી રહ્યાં છે તેમના સાથે તમે પણ ઝૂકી જાઓ.

૪૪. તમે બીજાઓને તો સદાચારનો માર્ગ અપનાવવા માટે કહો છો, પરંતુ પોતાની જાતને જ ભૂલી જાવ છો ? જો કે તમે ગ્રંથ પઢો છો. શું તમે બુદ્ધિથી સહેજ પણ કામ લેતા નથી ?

૪૫. ધૈર્ય અને નમાઝથી મદદ લો, નિઃશંક નમાઝ એક ખૂબ જ મુશ્કેલ કાર્ય છે, પરંતુ તે આજ્ઞાકારી બંદાઓ માટે મુશ્કેલ નથી,

૪૬. જેઓ સમજે છે કે છેવટે તેમને પોતાના રબને મળવાનું અને તેના જ તરફ પાછા ફરવાનું છે. (રુકૂઅ-૫)

૪૭. હે ઇસરાઈલની સંતાન ! યાદ કરો મારી તે નેઅમત (કૃપા)ને જેનાથી મેં તમને નવાજ્યા હતા અને તે વાતને કે મેં તમને દુનિયાની બધી કોમો ઉપર શ્રેષ્ઠતા પ્રદાન કરી હતી.

૪૮. અને ડરો તે દિવસથી, જ્યારે કોઈ કોઈના સહેજ પણ કામ નહીં આવે, ન કોઈની ભલામણ સ્વીકારવામાં આવશે, ન કોઈને ફિદયા (મુક્તિ પ્રતિદાન)ની રકમ લઈને મુક્ત કરવામાં આવશે, અને ન ગુનેગારોને ક્યાંયથી મદદ મળી શકશે.

૪૯. યાદ કરો તે સમય, જ્યારે અમે તમને ફિરઔનવાળાઓની ગુલામીમાંથી મુક્તિ આપી – તેમણે તમને સખત યાતનામાં નાખી રાખ્યા હતા, તમારા પુત્રોને કતલ કરતા હતા અને તમારી પુત્રીઓને જીવતી રહેવા દેતા હતા અને એ સ્થિતિમાં તમારા રબ તરફથી તમારી મોટી કસોટી હતી.

૫૦. યાદ કરો તે સમય, જ્યારે અમે સમુદ્રને ફાડીને તમારા માટે રસ્તો બનાવ્યો, પછી તેમાંથી તમને સકુશળ પસાર કરાવી દીધા, પછી ત્યાં જ તમારી આંખો સામે ફિરઔનવાળાઓને ડૂબાડી દીધા.

૫૧. યાદ કરો, જ્યારે અમે મૂસાને ચાળીસ દિવસ અને રાત્રિની નિયત મુદત માટે બોલાવ્યો, તો તેની ગેરહાજરીમાં તમે વાછરડાને પોતાનો ઉપાસ્ય બનાવી બેસ્યા. તે વખતે તમે ભારે અત્યાચાર કર્યો હતો,

૫૨. છતાં પણ અમે તમને ક્ષમા આપી કે કદાચ હવે તમે કૃતજ્ઞ બનો.

૫૩. યાદ કરો કે (બરાબર તે સમયે જ્યારે તમે આ અત્યાચાર કરી રહ્યા હતા) અમે મૂસાને ગ્રંથ અને ફુરકાન(કસોટી) પ્રદાન કર્યા, જેથી તમે તેના દ્વારા સીધો માર્ગ પામી શકો.

૫૪. યાદ કરો જ્યારે મૂસાએ (આ નેઅમત લઈ પાછો ફર્યો ત્યારે) પોતાની

કોમને કહ્યું, ''લોકો ! તમે વાછરડાને ઉપાસ્ય બનાવીને પોતાના ઉપર ભારે અત્યાચાર કર્યો છે, એટલા માટે તમે લોકો પોતાના સર્જનહાર સમક્ષ તૌબા (ક્ષમા-યાચના) કરો અને પોતાના પ્રાણોને કતલ કરો (અર્થાત્ પોતાના તે માણસોને કતલ કરો જેમણે વાછરડાને પૂજ્ય બનાવીને તેની પૂજા કરી), આમાં જ તમારા સર્જનહારના નજીક તમારી ભલાઈ છે.'' તે વખતે તમારા સર્જનહારે તમારી તૌબા સ્વીકારી લીધી, કારણ કે તે મોટો ક્ષમા આપનાર અને દયાળુ છે.

૫૫. યાદ કરો જ્યારે તમે મૂસાને કહ્યું હતું કે અમે તમારો કદાપિ વિશ્વાસ કરીશું નહીં, જ્યાં સુધી પોતાની આંખોથી ખુલ્લી રીતે અલ્લાહને (તમારી સાથે વાત કરતાં) ન જોઈ લઈએ. તે જ વખતે તમારા જોત-જોતામાં એક ભયંકર વીજળી કડાકા સાથે તમારા ઉપર પડી.

૫૬. તમે નિર્જીવ થઈને પડી ગયા હતા, પરંતુ પછી અમે તમને જીવતા કર્યા કે કદાચ આ ઉપકાર પછી તમે આભારી બની જાઓ.

૫૭. અમે તમારા ઉપર વાદળનો છાંયડો કર્યો, 'મન્ન અને સલવા'નો ખોરાક તમને પૂરો પાડ્યો અને તમને કહ્યું કે જે શુદ્ધ અને સ્વચ્છ વસ્તુઓ અમે તમને પ્રદાન કરી છે, તે ખાઓ, પરંતુ (તમારા પૂર્વજોએ) જે કંઈ કર્યું, તે અમારા ઉપર તેમનો જુલ્મ ન હતો, બલ્કે તેમણે પોતે જ પોતાની ઉપર જુલ્મ કર્યો.

૫૮. પછી યાદ કરો જ્યારે અમે કહ્યું હતું, ''આ વસ્તી જે તમારા સમક્ષ છે, તેમાં દાખલ થઈ જાઓ, તેની પેદાશ ઇચ્છો ત્યાંથી મુક્તપણે ખાઓ, પરંતુ વસ્તીના દરવાજામાં નતમસ્તક થઈને દાખલ થજો અને 'હિત્તતુન, હિત્તતુન' કહેતા જજો, અમે તમારા કસૂર માફ કરીશું અને સદાચારીઓને વધુ કૃપા અને મહેરબાનીથી નવાજીશું.''

૫૯. પરંતુ જે વાત તેમને કહેવામાં આવી હતી, જાલિમોએ તેને બદલી નાખીને કંઈ બીજી બનાવી દીધી. છેવટે અમે જાલિમો ઉપર આકાશમાંથી યાતના ઉતારી. આ સજા હતી તે અવજ્ઞાકારીઓની, જે તેઓ કરી રહ્યા હતા. (રુકૂઅ-૬)

૬૦. યાદ કરો, જ્યારે મૂસાએ પોતાની કોમ માટે પાણીની પ્રાર્થના કરી તો અમે કહ્યું કે ફલાણા ખડક ઉપર તમારી લાઠી મારો. તો તેમાંથી બાર ઝરણાં ફૂટી નીકળ્યાં અને દરેક કબીલાએ જાણી લીધું કે કઈ જગા તેને પાણી લેવા માટેની છે. (તે વખતે આ આદેશ આપી દેવામાં આવ્યો હતો કે) અલ્લાહે આપેલ રોજી ખાઓ-પીઓ અને ધરતી ઉપર બગાડ ફેલાવતા ન ફરો.

૬૧. યાદ કરો, જ્યારે તમે કહ્યું હતું, ''હે મૂસા ! અમે એક જ જાતના ખોરાક ઉપર સંતોષ રાખી શકતા નથી. તમે પોતાના રબને દુઆ



કરો કે અમારા માટે જમીનની પેદાશો, લીલી વનસ્પતિ, શાકભાજી, ઘઉં, લસણ, ડુંગળી, કઠોળ, પેદા કરે.'' તો મૂસાએ કહ્યું, ''શું એક વધુ સારી વસ્તુના બદલે તમે ઉતરતી કક્ષાની વસ્તુઓ મેળવવા માંગો છો ? સારૂં, કોઈ શહેરી વસ્તીમાં જઈને રહો. જે કંઈ તમે માંગો છો, ત્યાં મળી જશે.'' છેવટે સ્થિતિ અહીં સુધી પહોંચી કે નામોશી અને કંગાલિયત તેમના ઉપર છવાઈ ગયાં અને તેઓ અલ્લાહના પ્રકોપમાં ઘેરાઈ ગયા. આ પરિણામ હતું તેનું કે તેઓ અલ્લાહની આયતોનો ઇન્કાર કરવા લાગ્યા અને પયગંબરોને નાહક કતલ કરવા લાગ્યા. આ પરિણામ હતું તેમની અવજ્ઞાઓનું અને તે વાતનું કે તેઓ અલ્લાહના કાનૂનની સીમાઓનું ઉલ્લંઘન કર્યે જતા હતા. (રુકૂઅ-૭)

૬૨. વિશ્વાસ રાખો કે નબી-એ-અરબી (હઝરત મુહમ્મદ સલ્લ.)ના માનનારાઓ હોય કે યહૂદી, ઈસાઈ હોય કે સાબીઓ (Sabaeans), જે કોઈ અલ્લાહ અને આખિરત (પરલોક)ના દિવસ ઉપર ઈમાન લાવશે અને સદ્‌કાર્યો કરશે, તેનો બદલો તેના રબ (માલિક અને પાલનહાર) પાસે છે અને તેના માટે ભય અને રંજનું કોઈ કારણ નથી.

૬૩. યાદ કરો તે સમય, જ્યારે અમે તૂરને તમારા ઉપર ઉઠાવીને તમારા પાસેથી પાકું વચન લીધું હતું અને કહ્યું હતું, ''જે ગ્રંથ અમે તમને આપી રહ્યાં છીએ તેને દૃઢતાપૂર્વક પકડી રાખજો અને જે આદેશો તેમાં લખેલાં છે તે યાદ રાખજો. આના જ વડે આશા રાખી શકાય છે કે તમે તકવા (ઈશભય અને સંયમ)ના માર્ગ ઉપર ચાલી શકશો.''

૬૪. પરંતુ તે પછી તમે પોતાના વચનમાંથી ફરી ગયા. તેમ છતાં પણ અલ્લાહની કૃપા અને તેની મહેરબાનીએ તમારો સાથ ન છોડ્યો, નહીં તો તમે કયારનાય બરબાદ થઈ ગયા હોત.

૬૫. અને તમે પોતાની કોમના તે લોકોની વાત તો જાણો છો જ, જેમણે સબ્ત નો* કાનૂન તોડ્યો હતો. અમે તેમને કહી દીધું કે વાંદરા બની જાઓ અને એવી સ્થિતિમાં રહો કે દરેક બાજુથી તમારા ઉપર ધિક્કાર અને ફિટકાર પડે.

૬૬. આ રીતે અમે તેમના પરિણામને તે જમાનાના લોકો અને પછીની આવનારી પેઢીઓ માટે બોધપાઠ અને (અલ્લાહથી) ડર રાખનારાઓ માટે શિખામણ બનાવી દીધું.

૬૭. પછી તે ઘટનાને યાદ કરો, જ્યારે મૂસાએ પોતાની કોમને કહ્યું કે અલ્લાહ તમને એક ગાય ઝબેહ કરવાનો આદેશ આપે છે. કહેવા લાગ્યાં, ''શુ

* સબ્ત અર્થાત્ શનિવારનો દિવસ, ઇસરાઈલના વંશજો માટે એ નિયમ નિર્ધારિત કરવામાં આવ્યો હતો કે તેઓ શનિવારના દિવસે આરામ અને ઉપાસના માટે રાખે. તે દિવસે કોઈ પણ પ્રકારનું સાંસારિક કામ, ત્યાં સુધી કે ભોજન બનાવવાનું કામ પણ ન સ્વયં કરે, ન પોતાના સેવકો પાસે આ કામ કરાવે.

તમે અમારા સાથે મશ્કરી કરો છો ?'' મૂસાએ કહ્યું, ''હું તેનાથી અલ્લાહનું રક્ષણ માગું છું કે હું અજ્ઞાનીઓ જેવી વાતો કરૂં.''

૬૮. બોલ્યા, ''સારૂં, તમારા રબને વિનંતી કરો કે તે અમને આ ગાય વિશે વિસ્તારથી બતાવે.'' મૂસાએ કહ્યું, ''અલ્લાહ તો કહે છે કે તે એવી ગાય હોવી જોઈએ જે ન ઘરડી હોય ન વાછરડી, પણ મધ્યમ ઉંમરની હોય. તેથી જે આદેશ આપવામાં આવે છે તેનું પાલન કરો.''

૬૯. પછી કહેવા લાગ્યા કે તમારા રબને એ પણ પૂછી બતાવો કે તેનો રંગ કેવો હોવો જોઈએ ?'' મૂસાએ કહ્યું, ''તે ફરમાવે છે કે પીળા રંગની ગાય હોવી જોઈએ, જેનો રંગ એવો ઘેરો હોય કે જોનારાઓનું મન ખુશ થઈ જાય.''

૭૦. પછી બોલ્યા, ''પોતાના રબને સ્પષ્ટ રીતે પૂછી બતાવો કે કેવી ગાય જોઈએ છે ? અમને તેના નિર્ધારણમાં સંદેહ થઈ ગયો છે. અલ્લાહે ચાહ્યું તો અમે તેને શોધી કાઢીશું.''

૭૧. મૂસાએ જવાબ આપ્યો, ''અલ્લાહ કહે છે કે તે એવી ગાય છે, જેના પાસેથી કામ નથી લેવામાં આવતું, ન જમીન ખેડે છે, ન પાણી ખેંચે છે, સાજી-સમી અને ખોડ-ખાંપણ રહિત છે.'' આ સાંભળી તેઓ બોલી ઉઠ્યા, ''હા, હવે તમે ચોક્કસ બતાવ્યું છે.'' પછી તેમણે એને ઝબેહ કરી, નહીં તો તેઓ આવું કરતા જણાતા ન હતા. (રુકૂઅ-૮)

૭૨. અને તમને યાદ છે તે પ્રસંગ જ્યારે તમે એક માણસને મારી નાખ્યો હતો, પછી તેના વિષે ઝઘડવા અને એક-બીજાના ઉપર હત્યાનો આરોપ મૂકવા લાગ્યા હતા અને અલ્લાહે નિર્ણય કરી લીધો હતો કે જે કંઈ તમે છુપાવો છો, તેને જાહેર કરી દેશે.

૭૩. તે વખતે અમે આદેશ આપ્યો કે કતલ થનારની લાશને તેના એક ભાગ વડે ફટકો મારો. જુઓ, આવી રીતે અલ્લાહ મડદાંઓને જીવન આપે છે અને તેમને પોતાની નિશાનીઓ દેખાડે છે જેથી તમે સમજો

૭૪. પરંતુ આવી નિશાનીઓ જોયા પછી પણ છેવટે તમારા હૃદય કઠોર થઈ ગયા, પથ્થરો જેવા કઠોર, બલ્કે કઠોરતામાં તેનાથી પણ વધારે, કારણ કે પથ્થરોમાંથી તો કોઈ એવો પણ હોય છે, જેમાંથી ઝરણાં ફૂટીને વહી નીકળે છે, કોઈ ફાટે છે અને તેમાંથી પાણી નીકળી આવે છે, અને કોઈ અલ્લાહના ડરથી ધ્રુજીને પડી પણ જાય છે. અલ્લાહ તમારા કરતૂકોથી અજાણ નથી.

૭૫. હે મુસલમાનો ! હવે શું તમે આ લોકો પાસે એ આશા રાખો છો કે તેઓ તમારા આમંત્રણ ઉપર ઈમાન લઈ આવશે ? જો કે તેમનામાંના એક જૂથની રીત એ રહી છે કે અલ્લાહની વાણી સાંભળી અને



ત્યારપછી બરાબર સમજી-વિચારીને ઈરાદાપૂર્વક તેમાં ફેરફાર કર્યા.

૭૬. તેઓ (પયગંબર હઝરત મુહમ્મદ સલ્લ. ઉપર) ઈમાન લાવનારાઓને મળે છે તો કહે છે કે અમે પણ તેમને માનીએ છીએ અને જ્યારે એક-બીજા સાથે એકાંતમાં વાતચીત કરે છે તો કહે છે કે મૂર્ખ થઈ ગયા છો ? આ લોકોને તે વાતો જણાવો છો જે અલ્લાહે તમારા ઉપર જાહેર કરી છે, જેથી તમારા રબ સમક્ષ તમારા સામે તેને પુરાવારૂપે રજૂ કરે ?

૭૭. — અને શું તેઓ જાણતા નથી કે જે કંઈ તેઓ છુપાવે છે અને જે કંઈ જાહેર કરે છે, અલ્લાહને બધી વાતોની ખબર છે ?

૭૮. તેમનામાંથી એક બીજું જૂથ તે અભણ લોકોનું છે, જેઓ ગ્રંથનું તો જ્ઞાન ધરાવતા નથી, બસ પોતાની નિરાધાર આશાઓ અને ઇચ્છાઓને લઈને બેઠા છે અને ફક્ત અટકળો ઉપર ચાલી જઈ રહ્યા છે.

૭૯. પછી વિનાશ છે તે લોકો માટે જેઓ પોતાના હાથે ધાર્મિક કાનૂન લખે છે, પછી લોકોને કહે છે કે આ અલ્લાહ તરફથી આવેલું છે જેથી તેના બદલામાં થોડોક ફાયદો મેળવી લે. તેમના હાથોનું આ લખાણ પણ તેમના માટે વિનાશની સામગ્રી છે અને તેમની આ કમાણી પણ તેમના માટે વિનાશનું કારણ.

૮૦. તેઓ કહે છે કે દોજખ (નર્ક)ની આગ અમને કદાપિ સ્પર્શશે નહીં, સિવાય કે થોડા દિવસની સજા મળે તો મળે. તેમને પૂછો, શું તમે અલ્લાહ પાસેથી કોઈ વચન લઈ લીધું છે, જેનું ઉલ્લંઘન તે કરી શકતો નથી ? કે પછી વાત એમ છે કે તમે અલ્લાહના નામે એવી વાતો કહી દો છો જેના વિષે તમને જ્ઞાન નથી કે તેણે તે વાતો કહી છે ? છેવટે તમને દોજખની આગ કેમ સ્પર્શશે નહીં ?

૮૧. જે કોઈ પાપ કમાશે અને પોતાના પાપ-કર્મોના ચક્કરમાં ઘેરાયેલો રહેશે તે દોજખી છે અને દોજખમાં જ તે હંમેશા રહેશે.

૮૨. અને જે લોકો ઈમાન લાવશે અને સદકાર્ય કરશે તેઓ જ જન્નતી છે અને જન્નતમાં તેઓ હંમેશાં રહેશે. (રુકૂઅ-૯)

૮૩. યાદ કરો, ઈસરાઈલની સંતાન પાસેથી અમે પાકું વચન લીધું હતું કે અલ્લાહ સિવાય કોઈની બંદગી (ઉપાસના) ન કરશો અને માતા-પિતા સાથે, સગાઓ સાથે, અનાથો અને ગરીબો સાથે સદ્‌વર્તન કરશો, લોકોને ભલી વાત કહેશો, નમાઝ કાયમ કરશો અને ઝકાત આપશો, પરંતુ થોડાક લોકો સિવાય તમે સૌ આ વચનમાંથી ફરી ગયા અને અત્યાર સુધી ફરેલા છો.

૮૪. પછી જરા યાદ કરો, અમે તમારા પાસેથી પાકું વચન લીધું હતું કે પરસ્પર એક-બીજાનું લોહી વહાવશો નહીં અને ન એક-બીજાને ઘરથી બે-ઘર કરશો. તમે આનો એકરાર કર્યો હતો, તમે પોતે તેના સાક્ષી છો.

૮૫. પરંતુ આજે તમે જ છો કે પોતાના ભાઈ-બંધુઓની હત્યા કરો છો, પોતાની બિરાદરીના કેટલાક લોકોને ઘરવિહોણાં કરી દો છો, અત્યાચાર અને અતિરેકપૂર્વક તેમના વિરૂદ્ધ જૂથબંધીઓ કરો છો અને જ્યારે તેઓ યુદ્ધમાં પકડાઈને તમારા પાસે આવે છે, તો તેમની મુક્તિ માટે ફિદયા (મુક્તિ પ્રતિદાન)ની રકમની લેવડ-દેવડ કરો છો, જો કે તેમને તેમના ઘરોમાંથી કાઢવું જ તમારા માટે હરામ (અવૈધ) હતું. તો શું તમે ગ્રંથના એક ભાગ ઉપર ઈમાન લાવો છો અને બીજા ભાગનો ઈન્કાર કરો છો ? પછી તમારામાંથી જે લોકો આવું કરે, તેમની સજા એના સિવાય બીજી શું છે કે દુનિયાના જીવનમાં અપમાનિત અને તિરસ્કૃત થઈને રહે અને આખિરત (પરલોક)માં અત્યંત કઠોર યાતનામાં નાખી દેવામાં આવે ? અલ્લાહ તે કામોથી અજાણ નથી જે તમે કરી રહ્યાં છો

૮૬. આ તે લોકો છે, જેમણે આખિરત વેચીને દુનિયાનું જીવન ખરીદી લીધું છે, એટલા માટે ન તેમની સજામાં કોઈ ઘટાડો થશે અને ન તેમને કોઈ મદદ મળી શકશે. (રુકૂઅ-૧૦)

૮૭. અમે મૂસાને ગ્રંથ આપ્યો, ત્યારબાદ નિરંતર પયગંબરો મોકલ્યા, છેવટે મરયમના પુત્ર ઈસાને સ્પષ્ટ નિશાનીઓ આપી મોકલ્યો અને પવિત્ર આત્મા* થી તેની મદદ કરી. પછી તમારૂં આ કેવું વર્તન છે કે જ્યારે પણ કોઈ પયગંબર તમારી મનેચ્છાઓ વિરૂદ્ધ કોઈ વસ્તુ લઈને તમારા પાસે આવ્યો, તો તમે તેના સામે વિદ્રોહ જ કર્યો, કોઈને જૂઠો ઠેરવ્યો અને કોઈની હત્યા કરી નાખી !

૮૮. તેઓ કહે છે કે અમારા હૃદય સુરક્ષિત છે. નહીં, સાચી વાત એ છે કે તેમના કુફ્ર (ઈન્કાર)ના કારણે તેમના ઉપર અલ્લાહની ફિટકાર પડી છે, એટલા માટે તેઓ ભાગ્યે જ ઈમાન લાવે છે

૮૯. — અને હવે જો એક ગ્રંથ અલ્લાહ તરફથી તેમના પાસે આવ્યો છે, તેના સાથે તેમનો શું વ્યવહાર છે ? તેમ છતાં કે તે એ ગ્રંથનું સમર્થન કરે છે જે તેમના પાસે અગાઉથી મોજૂદ હતો. તેમ છતાં કે તેના આગમન અગાઉ તેઓ પોતે કાફિરો (વિધર્મીઓ) વિરૂદ્ધ વિજય અને મદદની પ્રાર્થનાઓ માગ્યા કરતા હતા, પરંતુ જ્યારે તે વસ્તુ આવી ગઈ, જેને તેઓ ઓળખી પણ ગયા, ત્યારે તેમણે તેને માનવાનો ઈન્કાર કરી દીધો. અલ્લાહની ધિક્કાર આ ઈન્કાર કરવાવાળાઓ ઉપર.

૯૦. કેવી ખરાબ રીતે તેઓ પોતાના મનનો સંતોષ મેળવે છે કે જે માર્ગદર્શન

* રૂહ (પવિત્ર આત્મા) અર્થાત્ વહી- દિવ્ય પ્રકાશના પણ છે અને જિબ્રઈલ નામે ફરિશ્તો પણ જે દિવ્ય પ્રકાશના લઈને આવતો હતો અને સ્વયં હઝરત ઈસા મસીહ અલૈ.ની પોતાની આત્મા પણ, જેમને અલ્લાહે પવિત્ર ગુણોથી આભૂષિત કર્યા હતા.



અલ્લાહે અવતરિત કર્યું છે, તેને સ્વીકારવાનો માત્ર એ હઠાગ્રહને કારણે ઈન્કાર કરી રહ્યા છે કે અલ્લાહે પોતાની કૃપા (વહ્ય—દિવ્ય પ્રકાશના અને રિસાલત—ઈશદૂતત્વ) દ્વારા પોતાના જે બંદાને પોતે ઈચ્છ્યું, નવાજી દીધો. એટલા માટે હવે આ પ્રકોપ-ઉપર-પ્રકોપને પાત્ર થઈ ગયા છે અને આવા કાફિરો (વિધર્મીઓ) માટે સખત અપમાનજનક સજા નિશ્ચિત છે.

૯૧. જ્યારે તેઓને કહેવામાં આવે છે કે જે કંઈ અલ્લાહે અવતરિત કર્યું છે, તેના ઉપર ઈમાન લાવો, તો તેઓ કહે છે, ''અમે તો માત્ર તે વસ્તુ ઉપર ઈમાન લાવીએ છીએ, જે અમારા ત્યાં (અર્થાત્ ઈસરાઈલના વંશજોમાં) અવતરિત થઈ છે.'' આ વર્તુળની બહાર જે કંઈ આવ્યું છે, તેને માનવાનો તેઓ ઈન્કાર કરે છે, જો કે તે સત્ય છે અને તે શિક્ષણનું સમર્થન કરી રહ્યું છે જે તેઓના ત્યાં પહેલાથી મોજૂદ હતું. સારૂં, તો તેમને કહો, ''જો તમે તે શિક્ષણ ઉપર જ ઈમાન ધરાવનારા છો, જે તમારા ત્યાં આવ્યું હતું, તો તેના અગાઉ અલ્લાહના તે પયગંબરોને (જેઓ પોતે ઈસરાઈલના વંશજોમાં જન્મ્યા હતા) શા માટે કતલ કરતા રહ્યા ?

૯૨. તમારા પાસે મૂસા કેવી-કેવી સ્પષ્ટ નિશાનીઓ સાથે આવ્યો. છતાં પણ તમે એવા અત્યાચારી હતા કે તેની પીઠ ફરતાં જ વાછરડાને ઉપાસ્ય બનાવી બેઠાં.

૯૩. પછી જરા તે કરારને યાદ કરો, જે તૂરને તમારા ઉપર ઉઠાવીને અમે તમારા પાસેથી લીધો હતો. અમે તાકીદ કરી હતી કે જે માર્ગદર્શન અમે આપી રહ્યાં છીએ તેનું ચુસ્તપણે પાલન કરો અને ધ્યાનપૂર્વક સાંભળો. તમારા પૂર્વજોએ કહ્યું કે અમે સાંભળી લીધું, પરંતુ માનીશું નહીં અને તેમના કુફ્ર (ઈન્કાર)ની સ્થિતિ એ હતી કે તેમના હૃદયમાં વાછરડું જ વસી ગયું હતું.'' કહો, ''જો તમે ઈમાનવાળા છો, તો આ વિચિત્ર ઈમાન છે, જે આવાં ખરાબ કૃત્યોનો તમને આદેશ આપે છે.''

૯૪. તેમને કહો કે જો હકીકતમાં અલ્લાહ પાસે આખિરત (પરલોક)નું ઘર તમામ મનુષ્યોને છોડીને માત્ર તમારા માટે જ વિશિષ્ટ હોય, ત્યારે તો તમારે મૃત્યુની ઈચ્છા કરવી જોઈએ, જો તમે તમારા આ વિચારમાં સાચા છો.

૯૫. વિશ્વાસ રાખો કે તેઓ આ ઈચ્છા ક્યારેય નહીં કરે, એટલા માટે કે પોતાના હાથો વડે જે કંઈ કમાવીને તેમણે ત્યાં મોકલ્યું છે, તેનો તકાદો તે જ છે (કે તેઓ ત્યાં જવાની ઈચ્છા ન કરે), અલ્લાહ આ અત્યાચારીઓની સ્થિતિથી સારી રીતે વાકેફ છે.

૯૬. તમે જોશો કે આ લોકો જીવવાની સૌથી વધુ લાલસા ધરાવે છે, બલ્કે આ બાબતમાં તેઓ મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ) કરતાં પણ આગળ છે. તેમનામાંથી એકે-એક વ્યક્તિ એવું ઈચ્છે છે કે કોઈ પણ રીતે હજાર વર્ષ

જીવે, જો કે લાંબું આયુષ્ય તેમને સજાથી તો દૂર રાખી શકતું નથી. જે કંઈ કૃત્યો તેઓ કરી રહ્યાં છે, અલ્લાહ તો તેને જુએ જ છે. (રુકૂઅ-૧૧)

૯૭. તેમને કહો કે જે કોઈ જિબ્રઈલ સાથે દુશ્મની રાખતો હોય, તેને ખબર હોવી જોઈએ કે જિબ્રઈલે અલ્લાહના જ હુકમથી આ કુર્આન તમારા હૃદય ઉપર અવતરિત કર્યું છે, જે અગાઉ આવેલા ગ્રંથોનું સમર્થન કરે છે અને ઈમાન લાવનારાઓ માટે માર્ગદર્શન અને સફળતાની ખુશખબર બનીને આવ્યું છે.

૯૮. (જો જિબ્રઈલ સાથે તેમની દુશ્મનીનું કારણ આ જ છે, તો કહી દો કે) જેઓ અલ્લાહ અને તેના ફરિશ્તાઓ અને તેના પયગંબરો અને જિબ્રઈલ અને મીકાઈલના દુશ્મનો છે, અલ્લાહ તે કાફિરોનો દુશ્મન છે.

૯૯. અમે તમારા તરફ એવી આયતો અવતરિત કરી છે જે સ્પષ્ટપણે સત્યને જાહેર કરનારી છે અને તેના અનુસરણથી માત્ર તે જ લોકો ઈન્કાર કરે છે, જેઓ અવજ્ઞાકારી છે,

૧૦૦. શું હંમેશાથી એવું નથી બનતું રહ્યું કે જ્યારે તેમણે કોઈ કરાર કર્યો તો તેમનામાંથી કોઈ-ને-કોઈ જૂથે તેને જરૂરથી પીઠ પાછળ નાખી દીધો ? બલ્કે તેમનામાંથી ઘણાં ખરા એવા જ છે, જેઓ સાચા દિલથી ઈમાન લાવતા નથી.

૧૦૧. અને જ્યારે તેમના પાસે અલ્લાહ તરફથી કોઈ પયગંબર તે ગ્રંથનું સમર્થન કરતો આવ્યો જે તેમને ત્યાં અગાઉથી મોજૂદ હતો, ત્યારે આ ગ્રંથવાળાઓમાંથી એક જૂથે અલ્લાહના ગ્રંથને એવી રીતે પીઠ પાછળ નાખ્યો, જાણે કે તેઓ કશું જાણતા જ નથી.

૧૦૨. અને તે વસ્તુઓનું અનુસરણ કરવા લાગ્યા, જે શેતાનો સુલેમાનના રાજ્યના નામે રજૂ કરતા હતા, જો કે સુલેમાને ક્યારેય કુફ્ર નથી કર્યું, કુફ્ર કરવાવાળા તો તે શેતાનો હતા, જેઓ લોકોને જાદુનું શિક્ષણ આપતા હતા. તેઓ પાછળ પડ્યા તે વસ્તુની જે બેબિલોનમાં બે ફરિશ્તાઓ, હારૂત અને મારૂત ઉપર ઉતારવામાં આવી હતી, જો કે તેઓ (ફરિશ્તાઓ) જ્યારે પણ કોઈને તેનું શિક્ષણ આપતા હતા, તો પહેલાં સ્પષ્ટપણે ચેતવી દેતા હતા કે ''જુઓ, અમે તો માત્ર એક પરીક્ષા છીએ. તું કુફ્રમાં ન પડ.'' તેમ છતાં પણ તે લોકો તેમની પાસેથી તે વસ્તુ શીખતા હતા, જેનાથી પતિ અને પત્નીને વિખૂટા પાડી દેવાય. સ્પષ્ટ હતું કે અલ્લાહની મરજી વિના તેઓ તેના દ્વારા કોઈને પણ નુકસાન પહોંચાડી શકતા ન હતા, તેમ છતાં તેઓ એવી વસ્તુ શીખતા હતા જે સ્વયં તેમના માટે ફાયદાકારક નહીં, બલ્કે હાનિકારક હતી અને તેઓ સારી રીતે જાણતા હતા કે જે આ વસ્તુનો ખરીદનાર બન્યો, તેના માટે આખિરત (પરલોક)માં કોઈ હિસ્સો નથી. કેટલી ખરાબ પૂંજી હતી, જેના બદલામાં તેમણે પોતાના પ્રાણોને વેચી નાખ્યા, કદાચ તેઓ જાણતા હોત !



૧૦૩. જો તેઓ ઈમાન અને તકવા (ધર્મપરાયણતા અને સંયમ) અપનાવતા, તો અલ્લાહને ત્યાં તેનો જે બદલો મળતો, તે તેમના માટે વધુ સારો હતો, કદાચ તેઓને આની જાણ હોત ! (રુકૂઅ-૧૨)

૧૦૪. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! 'રાઈના' ન બોલ્યા કરો, બલ્કે 'ઉન્ઝુર્ના' કહો અને ધ્યાનપૂર્વક વાતને સાંભળો,* આ ઈન્કાર કરવાવાળાઓ તો દુઃખદાયક સજાને પાત્ર છે.

૧૦૫. આ લોકો, જેમણે સત્યને સ્વીકારવાનો ઈન્કાર કરી દીધો છે, ચાહે ગ્રંથવાળાઓમાંથી હોય કે મુશ્રિક (અનેકેશ્વરવાદી) હોય, તેમને કદાપિ તે પસંદ નથી કે તમારા રબ (માલિક અને પાલનહાર) તરફથી તમારા ઉપર કોઈ ભલાઈ ઉતરે, પરંતુ અલ્લાહ જેને ઈચ્છે છે, પોતાની કૃપા માટે પસંદ કરી લે છે અને તે મોટો મહેરબાન છે.

૧૦૬. અમે અમારી જે આયતને રદ કરી દઈએ છીએ અથવા છોડી દઇએ છીએ, તેના સ્થાને તેનાથી વધુ સારી લાવીએ છીએ અથવા ઓછામાં ઓછી તેવી જ.

૧૦૭. શું તમે જાણતા નથી કે અલ્લાહને દરેક વસ્તુનું સામર્થ્ય પ્રાપ્ત છે ? શું તમને ખબર નથી કે ધરતી અને આકાશોનું શાસન અલ્લાહ માટે જ છે અને તેના સિવાય કોઈ તમારો સંરક્ષક અને મદદ કરનાર નથી ?

૧૦૮. પછી શું તમે પોતાના પયગંબર પાસે તે પ્રકારના પ્રશ્નો અને માંગણીઓ કરવા ઇચ્છો છો, જે આ અગાઉ મૂસા પાસે કરવામાં આવ્યા હતા ? જો કે જેણે ઈમાનના વલણને કુફ્રના વલણથી બદલી નાખ્યું તે સીધા માર્ગથી ભટકી ગયો.

૧૦૯. જેઓને અગાઉ ગ્રંથ આપવામાં આવ્યો હતો તેઓમાંથી ઘણાં લોકો એવું ઇચ્છે છે કે કોઈપણ રીતે તમને ઈમાનથી ફેરવીને ફરી કુફ્ર (ઈન્કાર) તરફ પાછા લઈ જાય. જો કે સત્ય તેમના ઉપર પ્રગટ થઈ ચૂકયું છે, પરંતુ પોતાના મનની ઈર્ષ્યાના કારણે તમારા માટે તેમની આ ઈચ્છા છે. તેના જવાબમાં તમે ક્ષમા અને દરગુજરથી કામ લો, ત્યાં સુધી કે અલ્લાહ પોતે જ તેનો નિર્ણય લાગુ કરી દે. ખાત્રી રાખો કે અલ્લાહને દરેક વસ્તુનું સામર્થ્ય પ્રાપ્ત છે.

૧૧૦. નમાઝ કાયમ કરો અને ઝકાત આપો. તમે તમારી આખિરત માટે જે સદ્કાર્ય કમાવીને આગળ મોકલશો, અલ્લાહના ત્યાં તમે તેને મોજૂદ જોશો. જે કંઈ તમે કરો છો, તે બધું અલ્લાહની નજરમાં છે.

* યહૂદીઓ જ્યારે પયગંબર સલ્લ.ની સભામાં વાતચીત દરમ્યાન ક્યારેક એવું કહેવાની જરૂર પડતી કે સહેજ થોભો, અમને આ વાત સમજી લેવાદો, તો 'રાઈના' કહેતા. આ શબ્દનો સ્પષ્ટ અર્થ તો એ હતો કે અમને થોડી ક છૂટછાટ આપો અથવા અમારી વાત સાંભળી લો, પરંતુ કેટલીક રીતે તેના ખરાબ અર્થો પણ થતા હતા. તેથી મુસલમાનોને એવો આદેશ આપવામાં આવ્યો કે તમે આ શબ્દનો પ્રયોગ ન કરો અને તેના બદલે 'ઉન્ઝૂર્ના' કહો, અર્થાત્ અમારા તરફ સહેજ ધ્યાન આપો અથવા જરા અમને સમજી લેવા દો.

૧૧૧. તેમનું કહેવું છે કે કોઈ વ્યક્તિ જન્નતમાં નહીં જાય, જ્યાં સુધી તે યહૂદી ન હોય કે (ખ્રિસ્તીઓના મતાનુસાર) ખ્રિસ્તી ન હોય. આ તેમની કામનાઓ છે. તેમને કહો, પોતાની દલીલો રજૂ કરો, જો તમે તમારા દાવામાં સાચા છો.

૧૧૨. (હકીકતમાં ન તમારી કોઈ વિશિષ્ટતા છે, ન કોઈ બીજાની) સાચી વાત તો એ છે કે જે પણ પોતાની જાતને અલ્લાહના આજ્ઞાપાલનમાં સમર્પિત કરી દે અને વ્યવહારમાં ઉત્તમ વલણ અપનાવે, તેના માટે તેના રબ પાસે તેનો બદલો છે અને આવા લોકો માટે કોઈ ભય કે દુઃખની કોઈ શક્યતા નથી. (રુકૂઅ-૧૩)

૧૧૩. યહૂદીઓ કહે છે : ખ્રિસ્તીઓ પાસે કશું નથી. ખ્રિસ્તીઓ કહે છે : યહૂદીઓ પાસે કશું નથી – જો કે બંને ગ્રંથ વાંચે છે – અને આ જ પ્રકારના દાવા તે લોકોના પણ છે, જેમની પાસે ગ્રંથનું જ્ઞાન નથી. આ વિવાદ જેમાં આ લોકો પડ્યા છે, તેનો નિર્ણય અલ્લાહ કયામત (પ્રલય)ના દિવસે કરી દેશે.

૧૧૪. અને તે વ્યકિતથી વધુ જાલિમ કોણ હશે જે અલ્લાહના ઉપાસનાની જગ્યાઓમાં તેના નામના સ્મરણથી રોકે અને તેને વેરાન કરી દેવા માટે તૈયાર હોય ? આવા લોકો એ લાયક છે કે આ ઉપાસનાગૃઓમાં પગ ન મૂકે અને જો ત્યાં જાય તો પણ ડરતા-ડરતા જાય. તેમના માટે દુનિયામાં નામોશી છે અને આખિરતમાં મોટી યાતના.

૧૧૫. પૂર્વ અને પશ્ચિમ સર્વ અલ્લાહના છે. જે તરફ પણ તમે મુખ કરશો, તમે અલ્લાહ સંમુખ હશો. અલ્લાહ સર્વવ્યાપી અને સર્વજ્ઞ છે.

૧૧૬. તેઓ કહે છે કે અલ્લાહે કોઈને પુત્ર બનાવ્યો છે. અલ્લાહ પવિત્ર છે આવી વાતોથી. ખરી હકીકત એ છે કે ધરતી અને આકાશોમાં રહેલી તમામ વસ્તુઓનો તે માલિક છે. તમામે તમામ તેની જ આજ્ઞાંકિત છે.

૧૧૭. તે આકાશો અને ધરતીનો નિર્માતા (પ્રથમ વાર પેદા કરનાર) છે અને જે વાતનો તે ફેંસલો કરે છે, તેના માટે માત્ર આ હુકમ આપે છે કે ‘થઈ જા’ અને તે થઈ જાય છે.

૧૧૮. અજ્ઞાનીઓ કહે છે કે અલ્લાહ પોતે કેમ અમારા સાથે વાત નથી કરતો અથવા કોઈ નિશાની અમારા પાસે કેમ નથી આવતી ? આવી જ વાતો તેમના પહેલાંના લોકો પણ કર્યા કરતા હતા. આ બધા (આગળ-પાછળના પથભ્રષ્ટ લોકો)ની મનોવૃત્તિઓ સરખી છે. વિશ્વાસ



કરનારાઓ માટે તો અમે સ્પષ્ટ નિશાનીઓ પ્રગટ કરી ચૂક્યા છીએ.

૧૧૯. (તેનાથી વધીને નિશાની શું હશે કે) અમે તમને સત્ય જ્ઞાનના સાથે શુભ-સૂચના આપનાર અને ડરાવનાર બનાવીને મોકલ્યા. હવે જે લોકો જહન્નમ સાથે સંબંધ બાંધી ચૂક્યા છે, તેમના તરફથી તમે જવાબદાર અને ઉત્તરદાયી નથી.

૧૨૦. યહૂદીઓ અને ખ્રિસ્તીઓ તમારાથી કદાપિ રાજી નહીં થાય, જ્યાં સુધી તમે તેમની પદ્ધતિ ઉપર ચાલવા ન લાગો. સ્પષ્ટ કહી દો કે માર્ગ કેવળ તે જ છે જે અલ્લાહે બતાવ્યો છે. નહીં તો તે જ્ઞાન પછી, જે તમારા પાસે આવી ચૂકયું છે, જો તમે તેમની ઇચ્છાઓનું અનુસરણ કર્યું, તો અલ્લાહની પકડથી બચાવનાર કોઈ મિત્ર અને સહાયક તમારા માટે નથી.

૧૨૧. જે લોકોને અમે ગ્રંથ આપ્યો છે, તેઓ તેને એવી રીતે પઢે છે જેવું કે તેને પઢવાનો હક છે. તેઓ આ (કુર્આન) ઉપર સાચા હૃદયથી ઈમાન લાવે છે, અને જેઓ તેના સાથે ઇન્કારનું વલણ અપનાવે, તેઓ જ વાસ્તવમાં નુકસાન ઉઠાવનારા છે. (રુકૂઅ-૧૪)

૧૨૨. હે ઇસરાઈલની સંતાન ! યાદ કરો મારી તે નેઅમત (કૃપા), જે મેં તમને આપી હતી અને એ કે મેં તમને દુનિયાની બધી કોમો ઉપર શ્રેષ્ઠતા આપી હતી.

૧૨૩. અને ડરો તે દિવસથી જ્યારે કોઈ કોઈના સહેજ પણ કામમાં નહીં આવે, ન કોઈના પાસેથી ફિદયા (મુક્તિ પ્રતિદાન)ની રકમ સ્વીકારવામાં આવશે, ન કોઈ ભલામણ વ્યક્તિને ફાયદો પહોંચાડશે અને ન ગુનેગારોને કયાંયથી કોઈ મદદ મળી શકશે.

૧૨૪. યાદ કરો કે જ્યારે ઇબ્રાહીમની તેના પાલનહારે કેટલીક વાતોમાં પરીક્ષા કરી અને તે તે બધામાં સફળ નીવડ્યો, તો તેણે કહ્યું, ‘‘હું તને સૌ લોકોનો સરદાર બનાવવાનો છું.’’ ઇબ્રાહીમે કહ્યું, ‘‘અને શું મારી સંતાનથી પણ આ જ વચન છે ?’’ તેણે જવાબ આપ્યો, ‘‘મારૂં વચન જાલિમો માટે નથી.’’

૧૨૫. અને એ કે અમે આ ઘર (કા’બા)ને લોકો માટે કેન્દ્ર અને શાંતિનું સ્થળ ઠેરવ્યું હતું અને લોકોને આદેશ આપ્યો હતો કે ઇબ્રાહીમ જ્યાં બંદગી માટે ઊભો રહે છે, તે સ્થળને સ્થાઇ રૂપે નમાઝની જગ્યા બનાવી લો, અને ઇબ્રાહીમ અને ઇસ્માઈલને તાકીદ કરી હતી કે મારા આ ઘરને તવાફ (પરિક્રમા) અને એતિકાફ (એકાંતમાં અલ્લાહની તપશ્ચર્યા) અને રૂકૂઅ અને સિજદો કરનારાઓ માટે પવિત્ર રાખો.

૧૨૬. અને એ કે ઇબ્રાહીમે દુઆ કરી, ''હે મારા માલિક (રબ) ! આ શહેરને શાંતિનું શહેર બનાવી દે અને તેના રહેવાસીઓમાંથી જેઓ અલ્લાહ અને આખિરત (પરલોક)ને માને, તેમને દરેક પ્રકારના ફળોની રોજી આપ.'' જવાબમાં તેના માલિકે ફરમાવ્યું, ''અને જે નહીં માને, દુનિયાની ટૂંકી જિંદગી માટેનો સામાન તો હું તેને પણ આપીશ, પરંતુ અંતે નેને જહન્નમની સજા તરફ ઢસડી જઈશ, અને તે સૌથી ખરાબ ઠેકાણું છે.''

૧૨૭. અને યાદ કરો ઇબ્રાહીમ અને ઇસ્માઈલ જયારે તે ઘરની દીવાલો ઊભી કરી રહ્યા હતા, તો દુઆ કરતા જતા હતા, ''હે અમારા માલિક (રબ) ! અમારી આ સેવા સ્વીકારી લે, તું બધું જ સાંભળનાર અને બધું જ જાણનાર છે.

૧૨૮. હે માલિક ! અમને બંનેને પોતાના મુસ્લિમો (આજ્ઞાંકિત) બનાવ, અમારા વંશમાંથી એક એવી ઉમ્મત (સમુદાય) ઊભી કર, જે તારી મુસ્લિમ (આજ્ઞાંકિત) હોય, અમને તારી બંદગી (પ્રાર્થના)ની પદ્ધતિઓ બતાવ અને અમારી ખામીઓને માફ કર, તું મોટો ક્ષમાશીલ અને દયાળુ છે.

૧૨૯. અને હે માલિક ! આ લોકોમાં સ્વયં તેમના જ સમુદાયમાંથી એક પયગંબર ઉઠાવજે, જે તેમને તારી આયતો સંભળાવે, તેમને ગ્રંથ અને હિકમત (બુદ્ધિમત્તા અને તત્ત્વદર્શિતા)નું શિક્ષણ આપે અને તેમના જીવન શુદ્ધ કરે. તું મોટો પ્રભુત્વશાળી અને ડહાપણવાળો છે. (રુકૂઅ-૧૫)

૧૩૦. હવે કોણ છે, જે ઇબ્રાહીમની પદ્ધતિ (દીન)થી નફરત કરે ? જેણે સ્વયં પોતાની જાતને મૂર્ખતા અને અજ્ઞાનતામાં નાખી દીધી હોય, તેના સિવાય કોણ આવી ચેષ્ટા કરી શકે છે ? ઇબ્રાહીમ તો તે વ્યકિત છે જેને અમે દુનિયામાં અમારા કામ માટે પસંદ કરી લીધો હતો અને આખિરતમાં તેની ગણત્રી સદાચારીઓમાં થશે.

૧૩૧. તેની સ્થિતિ એ હતી કે જયારે તેના રબે તેને કહ્યું, ''મુસ્લિમ* થઈ જા'', તો તેણે તરત જ કહ્યું, ''હું સૃષ્ટિના માલિકનો 'મુસ્લિમ' થઈ ગયો.''

૧૩૨. આ જ પદ્ધતિનું અનુસરણ કરવાનો ઉપદેશ તેણે પોતાની સંતાનને આપ્યો હતો અને આની જ વસિયત યાકૂબ પોતાની સંતાનને કરી ગયો હતો. તેણે કહ્યું હતું, ''મારા બાળકો ! અલ્લાહે તમારા માટે આ જ દીન (ધર્મ) પસંદ કર્યો છે, તેથી મૃત્યુપર્યંત મુસ્લિમ જ રહેજો.''

૧૩૩. પછી શું તમે તે વખતે હાજર હતા, જયારે યાકૂબ આ દુનિયાથી વિદાય થઈ રહ્યો હતો ? તેણે મૃત્યુ વખતે પોતાના પુત્રોને પૂછ્યું. ''બાળકો !

* 'મુસ્લિમ' અર્થાત્ તે વ્યક્તિ જે અલ્લાહના આજ્ઞાપાલનમાં પોતાને સમર્પિત કરી દે.



મારા પછી તમે કોની બંદગી કરશો ?'' તે બધાંએ ઉત્તર આપ્યો, ''અમે તે જ એક ખુદાની બંદગી કરીશું જેને આપે અને આપના વડવાઓ ઇબ્રાહીમ, ઇસ્માઈલ અને ઇસ્હાકે ખુદા માન્યો છે અને અમે તેના જ મુસ્લિમ છીએ.''

૧૩૪. તેઓ કેટલાક લોકો હતા, જેઓ વિતી ગયા. જે કંઈ તેમણે કમાવ્યું, તે તેમના માટે છે અને જે કંઈ તમે કમાશો, તે તમારા માટે છે. તમને એ પૂછવામાં નહીં આવે કે તેઓ શું કરતાં હતા.

૧૩૫. યહૂદીઓ કહે છે, ''યહૂદી હશો તો સીધો માર્ગ પામશો.'' ખ્રિસ્તીઓ કહે છે, ''ખ્રિસ્તી હશો તો માર્ગદર્શન મળશે.'' તેમને કહો, ''નહીં, સૌને ત્યજીને ઇબ્રાહીમની પદ્ધતિ, અને ઇબ્રાહીમ મુશ્રિકો પૈકીનો ન હતો.''

૧૩૬ મુસલમાનો ! કહો, ''અમે ઈમાન લાવ્યા અલ્લાહ ઉપર અને તે માર્ગદર્શન ઉપર જે અમારા તરફ અવતરિત થયું છે અને જે ઇબ્રાહીમ, ઇસ્માઈલ, ઇસ્હાક, યાકૂબ અને યાકૂબની સંતાન ઉપર અવતરિત થયું હતું અને જે મૂસા અને ઈસા અને બીજા તમામ પયગંબરોને તેમના માલિક (રબ) તરફથી આપવામાં આવ્યું હતું. અમે તેમના વચ્ચે કોઈ ભેદ નથી કરતા, અને અમે અલ્લાહના મુસ્લિમ (આજ્ઞાંકિત) છીએ.''

૧૩૭. પછી જો તેઓ એવી જ રીતે ઈમાન લાવે, જેવી રીતે તમે લાવ્યા છો, તો તેઓ સાચા માર્ગ ઉપર છે, અને જો તેનાથી મોઢું ફેરવે તો સ્પષ્ટ વાત છે કે તેઓ હઠાગ્રહમાં પડેલા છે. એટલા માટે ખાત્રી રાખો કે તેમના વિરૂદ્ધ અલ્લાહ તમારી સહાયતા માટે પૂરતો છે. તે બધું જ સાંભળે અને જાણે છે.

૧૩૮. કહો, ''અલ્લાહનો રંગ અપનાવો. તેના રંગથી સારો બીજા કોનો રંગ હશે ? અને અમે તેની જ બંદગી કરનારા લોકો છીએ.''

૧૩૯. હે નબી ! તેમને કહો, ''શું તમે અલ્લાહ વિષે અમારા સાથે વાદવિવાદ કરો છો ? જો કે તે જ અમારો રબ (માલિક અને પાલનહાર) પણ છે અને તમારો રબ પણ. અમારા કર્મો અમારા માટે છે, તમારા કર્મો તમારા માટે, અને અમે અલ્લાહ માટે જ પોતાની બંદગી વિશિષ્ટ કરી ચૂક્યા છીએ.

૧૪૦. કે પછી તમારૂં કહેવું એમ છે કે ઇબ્રાહીમ, ઇસ્માઈલ, ઇસ્હાક, યાકૂબ અને યાકૂબની સંતાન સૌ કોઈ યહૂદી અથવા ખ્રિસ્તી હતા ?'' કહો, ''તમે વધારે જાણો છો કે અલ્લાહ ?'' તે વ્યકિત કરતાં વધારે જાલિમ કોણ હશે, જેના પાસે અલ્લાહ તરફથી એક સાક્ષી હોય અને તે તેને છુપાવે ? તમારા કૃત્યોથી અલ્લાહ અજાણ તો નથી.

૧૪૧. તે થોડાક લોકો હતા, જે વિતી ગયા. તેમની કમાણી તેમના માટે હતી અને તમારી કમાણી તમારા માટે, તમને તેમના કર્મો વિષે પૂછવામાં નહીં આવે. (રુકૂઅ-૧૬)

૧૪૨. **મૂર્ખ લોકો જરૂર કહેશે, ''આમને શું થયું કે પહેલાં તેઓ જે કિબ્લા** (ઉપાસના-દિશા) તરફ મુખ કરીને નમાઝ પઢતા હતા, તેનાથી અચાનક ફરી ગયા ?'' હે નબી ! એમને કહો, ''પૂર્વ અને પશ્ચિમ સર્વ અલ્લાહનાં છે. અલ્લાહ જેને ચાહે છે, સીધો માર્ગ દેખાડી દે છે.''

૧૪૩. અને આવી રીતે તો અમે તમને (મુસલમાનોને) એક 'ઉમ્મતે વસત' (ઉત્તમ સમુદાય) બનાવ્યા છે, જેથી તમે દુનિયાના લોકો ઉપર સાક્ષી રહો અને પયગંબર તમારા ઉપર સાક્ષી રહે.

પહેલાં જે તરફ તમે મુખ કરતા હતા તેને તો અમે કેવળ એ જોવા માટે કિબ્લા ઠેરવ્યો હતો કે કોણ પયગંબરનું અનુસરણ કરે છે અને કોણ પાછા પગે ફરી જાય છે. આ બાબત હતી તો ખૂબ કઠિન, પણ તે લોકો માટે સહેજ પણ કઠિન સાબિત ન થઈ, જેમને અલ્લાહનું માર્ગદર્શન મળ્યુ હતુ. અલ્લાહ તમારા આ ઈમાનને કદાપિ વ્યર્થ નહીં કરે, વિશ્વાસ રાખો કે તે લોકો માટે અત્યંત માયાળુ અને દયાળુ છે.

૧૪૪. હે નબી ! તમારૂં વારંવાર આકાશ તરફ મુખ કરવું અમે જોઈ રહ્યાં છીએ. લો, અમે તે જ કિબ્લા તરફ તમને ફેરવી દઈએ છીએ, જેને તમે પસંદ કરો છો. પ્રતિષ્ઠિત મસ્જિદ (કા'બા) તરફ મુખ ફેરવી દો. હવે તમે ગમે ત્યાં હોવ, તેના તરફ મુખ કરીને નમાઝ પઢજો.

આ લોકો, જેમને ગ્રંથ આપવામાં આવ્યો હતો, સારી રીતે જાણે છે કે (કિબ્લાને ફેરવવાનો) આ આદેશ તેમના રબના જ તરફથી છે અને સત્ય ઉપર આધારિત છે, પરંતુ આમ છતાં જે કંઈ આ લોકો કરી રહ્યાં છે, અલ્લાહ તેનાથી અજાણ નથી.

૧૪૫. તમે આ ગ્રંથવાળાઓ સમક્ષ ઇચ્છો તે નિશાની લઈ આવો, સંભવ નથી કે તેઓ તમારા કિબ્લાનું અનુસરણ કરવા લાગે, અને ન તમારા માટે એ શકય છે કે તેમના કિબ્લાનું અનુસરણ કરો, અને તેમના પૈકી કોઈ જૂથ પણ બીજાના કિબ્લાના અનુસરણ માટે તૈયાર નથી, અને જો તમે તે જ્ઞાન પછી પણ, જે તમારા પાસે આવી ચૂકયું છે, તેમની ઇચ્છાઓનું અનુસરણ કર્યું, તો ચોક્કસ જ તમારી ગણના અત્યાચારીઓમાં થશે.



૧૪૬. જે લોકોને અમે ગ્રંથ આપ્યો છે, તેઓ આ સ્થળને (જેને કિબ્લા બનાવવામાં આવ્યું છે) એવી રીતે ઓળખે છે, જેવી રીતે પોતાની સંતાનને ઓળખે છે, પરંતુ તેમનામાંથી એક જૂથ જાણી-સમજીને સત્યને છુપાવી રહ્યું છે.

૧૪૭. આ ચોક્કસપણે એક સત્ય વાત છે તમારા રબ તરફથી, તેથી તેના વિષે કદાપિ તમે કોઈ શંકામાં ન પડો. (રુકૂઅ-૧૭)

૧૪૮. દરેકને માટે એક દિશા છે જેના તરફ તે મુખ કરે છે, પછી તમે સદ્કાર્યો તરફ આગળ વધો. તમે ગમે ત્યાં હશો અલ્લાહ તમને સૌને શોધી કાઢશે. કોઈ વસ્તુ તેની શક્તિ બહાર નથી.

૧૪૯. તમે જ્યાંથી પણ પસાર થાઓ, તમારૂં મુખ (નમાઝ વખતે) પ્રતિષ્ઠિત મસ્જિદ (કા'બા) તરફ ફેરવી દો, કારણ કે આ તમારા રબનો નિર્ણય તદ્દન સત્ય ઉપર આધારિત છે અને અલ્લાહ તમારા લોકોના કાર્યોથી અજાણ નથી.

૧૫૦. અને તમે જ્યાંથી પણ પસાર થાઓ, તમારૂં મુખ પ્રતિષ્ઠિત મસ્જિદ તરફ જ ફેરવી દો, અને જ્યાં પણ તમે હોવ, તેના જ તરફ મુખ રાખી નમાઝ પઢો, જેથી લોકોને તમારા વિરૂદ્ધ વાદ-વિવાદ માટે કોઈ દલીલ ન મળે —.હા, તેમના પૈકી જેઓ જાલિમ છે, તેમની જબાન કોઈ હાલતમાં બંધ નહીં થાય. તો તેમનાથી તમે ન ડરો, બલ્કે મારાથી ડરો — અને એટલા માટે કે હું તમારા ઉપર મારી નેઅમત (કૃપા) પૂર્ણ કરી દઉં અને એ આશાએ કે મારા આ આદેશના પાલનથી તમે એવી જ રીતે સફળતાનો માર્ગ પામશો,

૧૫૧. જેવી રીતે (તમને આ વસ્તુથી સફળતા મળી કે) અમે તમારા વચ્ચે સ્વયં તમારામાંથી એક રસૂલ (પયગંબર) મોકલ્યો, જે તમને અમારી આયતો સંભળાવે છે, તમારા જીવન શુદ્ધ કરે છે, તમને ગ્રંથ અને તત્ત્વદર્શિતાનું શિક્ષણ આપે છે, અને તમને એ વાતો શીખવાડે છે જે તમે જાણતા ન હતા.

૧૫૨. એટલા માટે તમે મને યાદ રાખો, હું તમને યાદ રાખીશ, અને મારો આભાર માનો, કૃતઘ્ન ન બનો. (રુકૂઅ-૧૮)

૧૫૩. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! ધૈર્ય અને નમાઝથી મદદ લો. અલ્લાહ ધૈર્યવાન લોકોના સાથે છે.

૧૫૪. અને જે લોકો અલ્લાહના માર્ગમાં મૃત્યુ પામે, તેમને મૃત ન કહો, આવા

લોકો તો હકીકતમાં જીવંત છે, પરંતુ તમે તેમની જિંદગીને જાણી શકતા નથી.

૧૫૫,૧૫૬. અને અમે અવશ્ય તમને ભય અને ડર, ભૂખ, પ્રાણ અને માલના નુકસાનો અને આમદાનીઓની ખોટમાં નાખીને તમારી પરીક્ષા કરીશું. આ સંજોગોમાં જે લોકો ધીરજ રાખે અને જ્યારે કોઈ મુસીબત આવી પડે, તો કહે કે "અમે અલ્લાહના જ છીએ અને અલ્લાહના જ તરફ અમારે પાછા ફરવાનું છે", તેમને ખુશખબર આપી દો.

૧૫૭. તેમના ઉપર તેમના રબ તરફથી મોટી કૃપાઓ થશે, તેની દયા તેમના ઉપર છાંયડો કરશે અને આવા જ લોકો સીધા માર્ગે ચાલનારા છે.

૧૫૮. નિઃશંક સફા અને મરવા અલ્લાહની નિશાનીઓ પૈકી છે. તેથી જે વ્યક્તિ બયતુલ્લાહ (અલ્લાહના ઘર, કા'બા)ની હજ્જ કે ઉમરા કરે તેના માટે આ બંને ટેકરીઓ વચ્ચે સઈ કરવું (તેજ ગતિથી દોડવું) કોઈ ગુનો નથી અને જે સ્વેચ્છાએ અને રુચિથી કોઈ ભલાઈનું કામ કરશે, અલ્લાહને તેની ખબર છે અને તે તેની કદર કરનાર છે.

૧૫૯. જે લોકો અમારા ઉતારેલા સ્પષ્ટ શિક્ષણ અને માર્ગદર્શનને છુપાવે છે, તે પછી પણ કે અમે તેને તમામ મનુષ્યોના માર્ગદર્શન માટે અમારા ગ્રંથમાં વર્ણવી ચૂક્યા છીએ, વિશ્વાસ રાખો કે અલ્લાહ પણ તેમના ઉપર ફિટકાર કરે છે અને બધા ફિટકાર કરનારાઓ પણ તેના ઉપર ફિટકાર કરે છે.

૧૬૦. અલબત્ત, જેઓ આ વર્તન છોડી દે અને પોતાનું વર્તન સુધારી લે અને જે કંઈ છુપાવતા હતા, તેને વર્ણવવા લાગે, તેમને હું માફ કરી દઈશ અને હું મોટો ક્ષમાશીલ અને દયાળુ છું.

૧૬૧. જે લોકોએ કુફ્ર (ઇન્કાર)નું વલણ અપનાવ્યું અને કુફ્રની અવસ્થામાં જ મૃત્યુ પામ્યા, તેમના ઉપર અલ્લાહ અને ફરિશ્તાઓ અને સૌ મનુષ્યોની ફિટકાર છે.

૧૬૨. આ જ ફિટકારની અવસ્થામાં તેઓ હંમેશા રહેશે, ન તેમની સજામાં ઘટાડો કરવામાં આવશે અને ન તેમને ફરી બીજી મહેતલ આપવામાં આવશે.

૧૬૩. તમારો ખુદા એક જ ખુદા છે, તે રહમાન (અત્યંત કૃપાળુ) અને રહીમ (અત્યંત દયાળુ) સિવાય બીજો કોઈ ખુદા નથી. (રુકૂઅ-૧૯)

૧૬૪. (આ હકીકતને ઓળખવા માટે જો કોઈ નિશાની અને ઓળખ જોઈતી હોય તો) જે લોકો બુદ્ધિથી કામ લે છે, તેમના માટે આકાશો અને ધરતીની રચનામાં, રાત અને દિવસના નિરંતર એક બીજા પછી આવવામાં, તે હોડીઓમાં જે મનુષ્યોના લાભની વસ્તુઓ લઈ નદીઓ



અને સમુદ્રોમાં ચાલે-ફરે છે, વરસાદના તે પાણીમાં જેને અલ્લાહ ઉપરથી વરસાવે છે, પછી તેના વડે મૃત ધરતીને જીવન પ્રદાન કરે છે અને (પોતાની આ જ વ્યવસ્થાને કારણે) ધરતીમાં દરેક પ્રકારના સજીવોને ફેલાવે છે, હવાઓના પરિભ્રમણમાં, અને તે વાદળોમાં જે આકાશો અને ધરતી વચ્ચે આજ્ઞાને આધીન બનાવીને રાખવામાં આવ્યા છે, અસંખ્ય નિશાનીઓ છે.

૧૬૫. (પરંતુ ખુદાના એક હોવા ઉપર દલીલ કરનારી આ તદ્દન સ્પષ્ટ નિશાનીઓ હોવા છતાં પણ) કેટલાક લોકો એવા છે જેઓ અલ્લાહ સિવાય બીજાઓને તેના સમકક્ષ અને પ્રતિદ્વંદ્વી બનાવે છે, અને તેઓ તેમને એટલા ચાહે છે, જેટલું અલ્લાહને ચાહવું જોઈએ, જો કે ઈમાનવાળા લોકોને સૌથી વધુ અલ્લાહ પ્રિય હોય છે. કદાચ, જે કંઈ સજાને સામે જોઈને તેમને સૂઝવાનું છે, તે આજે જ આ જાલિમોને સૂઝી જાય કે તમામ શક્તિઓ અને બધાં અધિકારો અલ્લાહના જ કબજામાં છે અને એ કે અલ્લાહ સજા આપવામાં પણ ઘણો સખત છે.

૧૬૬. જ્યારે તે સજા આપશે, તે વખતે હાલત એ હશે કે તે જ આગેવાનો અને નેતાઓ, જેમનું દુનિયામાં અનુસરણ કરવામાં આવ્યું હતું, પોતાના અનુયાયીઓ સાથે સંબંધનો ઇન્કાર કરશે, પરંતુ સજા પામીને રહેશે અને તેમના તમામ માધ્યમો અને સંસાધનોનો સિલસિલો તૂટી જશે.

૧૬૭. અને તે લોકો જેઓ દુનિયામાં તેમનું અનુસરણ કરતા હતા, કહેશે કે કદાચ, અમને ફરી એક તક આપવામાં આવતી તો જેવી રીતે આજે આ અમારા સાથે વિમુખ થઈ રહ્યાં છે, એવી જ રીતે અમે પણ તેમનાથી વિમુખ થઈને દેખાડી દેતા. આમ, અલ્લાહ આ લોકોના તે કર્મો જે તેઓ દુનિયામાં કરી રહ્યા છે, તેમના સમક્ષ એવી રીતે લાવશે કે તેઓ પશ્ચાતાપ અને શરમ-સંકોચથી હાથ મસળતા રહેશે, પરંતુ આગમાંથી નીકળવાનો કોઈ રસ્તો મેળવી શકશે નહીં. (રુકૂઅ-૨૦)

૧૬૮. લોકો ! ધરતી ઉપર જે હલાલ (વૈધ) અને પાક (શુદ્ધ) વસ્તુઓ છે તે ખાઓ અને શેતાનના બતાવેલા માર્ગે ન ચાલો. તે તમારો ખુલ્લો શત્રુ છે,

૧૬૯. તમને બૂરાઈ અને અશ્લિલતાની આજ્ઞા આપે છે અને એવું શીખવાડે છે કે તમે અલ્લાહના નામે એવી વાતો કહો, જેમના વિષે તમને જ્ઞાન નથી (કે તે અલ્લાહે ફરમાવેલી છે).

૧૭૦. તેમને જ્યારે કહેવામાં આવે છે કે અલ્લાહે જે આદેશો ઉતાર્યા છે તેનું પાલન કરો, તો જવાબ આપે છે કે અમે તો તે જ પદ્ધતિનું અનુસરણ કરીશું જેના ઉપર અમે અમારા બાપ-દાદાઓને જોયા છે. ભલે, જો તેમના બાપ-દાદાઓએ બુદ્ધિનો સહેજ પણ ઉપયોગ ન કર્યો હોય અને સાચો માર્ગ ન પામ્યા હોય તો શું ત્યારપછી પણ તેઓ તેમનું જ અનુસરણ કર્યે જશે ?

૧૭૧. આ લોકો જેમણે અલ્લાહે બતાવેલ માર્ગ ઉપર ચાલવાનો ઈન્કાર કરી દીધો છે, તેમની સ્થિતિ તદન એવી છે જેમ કે ભરવાડ પશુઓને બોલાવે છે અને તેઓ હાકોટા સિવાય કંઈ પણ સાંભળતા નથી. તેઓ બહેરા છે, મૂંગા છે, આંધળા છે, આથી કોઈ વાત તેમની સમજમાં આવતી નથી.

૧૭૨. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જો તમે ખરેખર અલ્લાહની જ બંદગી કરવાવાળા છો, તો જે શુદ્ધ વસ્તુઓ અમે તમને પ્રદાન કરી છે તે વિના સંકોચે ખાઓ અને અલ્લાહનો આભાર માનો.

૧૭૩. અલ્લાહ તરફથી જો કોઈ મનાઈ તમારા ઉપર છે તો તે એ છે કે મુડદાલ ન ખાઓ, લોહી અને ડુક્કરના માંસથી બચો, અને કોઈ એવી વસ્તુ ન ખાઓ જેના ઉપર અલ્લાહ સિવાય બીજા કોઈનું નામ લેવામાં આવ્યું હોય. હા, જે વ્યક્તિ મજબૂરીની સ્થિતિમાં હોય અને તે આમાંથી કોઈ વસ્તુ ખાઈ લે, પણ તે કાનૂન-ભંગનો ઈરાદો ધરાવતી ન હોય અથવા આવશ્યકતાની સીમાથી આગળ ન વધે, તો તેના ઉપર કોઈ ગુનો નથી, અલ્લાહ ક્ષમાશીલ અને દયાળુ છે.

૧૭૪. સાચું તો એ છે કે જે લોકો તે આદેશોને છુપાવે છે જે અલ્લાહે પોતાના ગ્રંથમાં અવતરિત કર્યા છે અને દુનિયાના નજીવા ફાયદા માટે તેમને વેચી દે છે, તેઓ હકીકતમાં પોતાના પેટ આગથી ભરી રહ્યાં છે. કયામત (પ્રલય)ના દિવસે અલ્લાહ કદાપિ તેમના સાથે વાત નહીં કરે, ન તેમને પવિત્ર કરશે, અને તેમના માટે દુઃખદાયી યાતના છે.

૧૭૫. આ તે લોકો છે જેમણે માર્ગદર્શનના બદલે પથભ્રષ્ટતા ખરીદી અને મગફિરત (મુક્તિ, ક્ષમા)ને બદલે સજા વહોરી લીધી. કેવી વિચિત્ર છે તેમની હિંમત કે જહન્નમની સજા સહન કરવા તૈયાર છે !

૧૭૬ આ બધું એટલા માટે થયું કે અલ્લાહે તો તદન સત્ય અનુસાર ગ્રંથ અવતરિત કર્યો હતો, પરંતુ જે લોકોએ ગ્રંથમાં મતભેદ ઊભા કર્યા તેઓ પોતાના વાદ-વિવાદમાં સત્યથી ઘણાં દૂર નીકળી ગયા. (રુકૂઅ-૨૧)

૧૭૭. નેકી (સદાચાર) એ નથી કે તમે તમારા ચહેરા પૂર્વ તરફ કરી લીધા કે પશ્ચિમ તરફ, બલ્કે નેકી એ છે કે મનુષ્ય અલ્લાહને અને આખિરત (પરલોક)ના દિવસ અને ફરિશ્તાઓને અને અલ્લાહે અવતરિત કરેલ ગ્રંથ અને તેના પયગંબરોને હૃદયપૂર્વક માને અને અલ્લાહના પ્રેમમાં પોતાનું પ્રિય ધન સગાઓ અને અનાથો માટે, નિર્ધનો અને મુસાફરો માટે, મદદ માટે હાથ લંબાવનારાઓ માટે અને ગુલામોની મુક્તિ



માટે ખર્ચ કરે, નમાઝ કાયમ કરે અને ઝકાત આપે અને નેક (સદાચારી) એ લોકો છે કે જ્યારે વચન આપે તો તેને પૂરું કરે અને તંગી તથા મુસીબતમાં અને સત્ય તથા અસત્યની લડાઈમાં ધૈર્યથી કામ લે. આ છે સાચા લોકો અને આ જ લોકો સંયમી (મુત્તકી) છે.

૧૭૮. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! તમારા માટે હત્યાના ખટલાઓમાં કિસાસ (હત્યાના સમાન બદલા)નો હુકમ લખી દેવામાં આવ્યો છે. સ્વતંત્ર મનુષ્યએ હત્યા કરી હોય તો તે સ્વતંત્ર મનુષ્યથી જ બદલો લેવામાં આવે, ગુલામ હત્યારો હોય તો તે ગુલામની જ હત્યા કરવામાં આવે અને સ્ત્રી આ ગુનાનું આચરણ કરી બેસે તો તે સ્ત્રી પાસેથી જ કિસાસ લેવામાં આવે. હા, જો કોઈ હત્યારાની સાથે તેનો ભાઈ કંઈક નરમી કરવા માટે તૈયાર હોય, તો સામાન્ય નિયમ પ્રમાણે ખૂં-બહા (હત્યાનું નાણાકીય વળતર, Blood Money)નો પરસ્પર સમજીને નિર્ણય કરવો જોઈએ અને હત્યારા માટે અનિવાર્ય છે કે પ્રમાણિકતાપૂર્વક ખૂં-બહા અદા કરે. આ તમારા રબ તરફથી છૂટછાટ અને મહેરબાની છે. આમ છતાં પણ જો કોઈ અતિરેક[૫૪] કરે, તેના માટે પીડાકારી સજા છે.

૧૭૯. બુદ્ધિશાળીઓ ! તમારા માટે કિસાસમાં જીવન છે. આશા છે કે તમે આ કાયદાના ભંગથી બચશો.

૧૮૦. તમારા ઉપર ફરજિયાત કરવામાં આવ્યું છે કે જ્યારે તમારામાંથી કોઈના મૃત્યુનો સમય આવે અને તે પોતાના પાછળ સંપત્તિ મૂકી જઈ રહ્યો હોય, તો માતા-પિતા અને સગાઓ માટે સામાન્ય નિયમાનુસાર વસિયત કરે. આ હક્ક છે, અલ્લાહથી ડરનારા લોકો માટે.

૧૮૧. પછી જેમણે વસિયત સાંભળી અને પાછળથી તેને બદલી નાખી, તો તેનો ગુનો બદલી નાખવાવાળાઓ ઉપર છે. અલ્લાહ બધું જ સાંભળે અને જાણે છે.

૧૮૨. અલબત્ત, જેને એ ડર હોય કે વસિયત કરનારે અજાણતામાં અથવા ઈરાદાપૂર્વક હક્ક માર્યો છે, અને પછી પક્ષકારો વચ્ચે તે સુમેળ કરાવે, તો તેના ઉપર કોઈ ગુનો નથી, અલ્લાહ ક્ષમાશીલ અને દયાળુ છે. (રુકૂઅ-૨૨)

૧૮૩. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! તમારા માટે રોઝા ફરજિયાત બનાવવામાં આવ્યા, જેવી રીતે તમારા અગાઉ પયગંબરોના અનુયાયીઓ માટે ફરજિયાત બનાવવામાં આવ્યા હતા. આનાથી આશા છે કે તમારામાં તકવા (સંયમ અને ઈશભય)નો ગુણ પેદા થશે.

૧૮૪. કેટલાક નિયત દિવસોના રોઝા છે. જો તમારામાંથી કોઈ બીમાર હોય કે મુસાફરીમાં હોય, તો બીજા દિવસોમાં આટલી જ સંખ્યા પૂરી કરી લે અને જે લોકો રોઝા રાખવાની શક્તિ ધરાવતા હોય (છતાં ન રાખે) તો તેઓ ફિદયો (બદલો) આપે. એક રોઝાનો ફિદયો એક જરૂરતમંદને ભોજન કરાવવું છે અને જે કોઈ સ્વેચ્છાએ કંઈક વધુ ભલાઈ કરે, તો આ તેના માટે જ વધુ સારૂં છે. પરંતુ જો તમે સમજો, તો તમારા હિતમાં વધુ સારૂં એ છે કે તમે રોઝા રાખો.

૧૮૫. રમઝાન એ મહિનો છે, જેમાં કુર્આન અવતરિત કરવામાં આવ્યું, જે માનવ-જાત માટે સંપૂર્ણ માર્ગદર્શન છે અને એવું સ્પષ્ટ શિક્ષણ ધરાવે છે, જે સીધો માર્ગ દેખાડનારૂં અને સત્ય અને અસત્યનો ભેદ સ્પષ્ટ કરી દેનારૂં છે. એટલા માટે હવેથી જે વ્યક્તિ આ મહિનો પામે, તેના માટે ફરજિયાત છે કે આ આખા મહિનાના રોઝા રાખે. અને જો કોઈ બીમાર હોય અથવા મુસાફરીમાં હોય, તો તે બીજા દિવસોમાં રોઝાની સંખ્યા પૂરી કરે. અલ્લાહ તમારા માટે સરળતા કરવા માગે છે, સખ્તાઈ કરવા નથી માંગતો. એટલા માટે આ પદ્ધતિ તમને બતાવવામાં આવી રહી છે, જેથી તમે રોઝાની સંખ્યા પૂરી કરી શકો અને જે માર્ગદર્શનથી અલ્લાહે તમને નવાજ્યા છે, તેના માટે અલ્લાહની મહિમાની અભિવ્યકિત અને એકરાર કરો અને આભારી બનો.

૧૮૬. અને હે નબી ! મારા બંદાઓ જો તમને મારા વિષે પૂછે, તો તેમને જણાવી દો કે હું તેમના નજીક જ છું. પોકારનાર જ્યારે મને પોકારે છે, હું તેની પોકાર સાંભળું છું અને જવાબ આપું છું. આથી તેઓ મારા આમંત્રણને વધાવી લે અને મારા ઉપર ઈમાન લાવે. (આ વાત તમે તેમને સંભળાવી દો) કદાચ તેઓ સાચો માર્ગ પ્રાપ્ત કરી લે.

૧૮૭. તમારા માટે રોઝાની રાત્રિઓમાં પોતાની પત્નીઓ પાસે જવાની પરવાનગી આપી દેવામાં આવી છે. તેઓ તમારા માટે પોશાક છે અને તમે એમના માટે. અલ્લાહને ખબર પડી ગઈ કે તમે છૂપી રીતે પોતાની જાત સાથે અપ્રમાણિકતા કરી રહ્યા હતા, પરંતુ તેણે તમારો ગુનો માફ કરી દીધો અને તમારા સાથે દરગુજર કરી. હવે તમે તમારી પત્નીઓ સાથે સહવાસ કરો અને જે સુખ અલ્લાહે તમારા માટે વૈધ ઠેરવી દીધું છે તે ભોગવો. ઉપરાંત રાત્રિ દરમ્યાન ખાઓ-પીઓ ત્યાં સુધી કે તમને રાતના અંધકારની ધારીમાંથી પ્રભાતની સફેદીની ધાર સ્પષ્ટ દેખાઈ આવે. ત્યારે આ બધા કામો છોડી દઈ રાત્રિ સુધી પોતાનો રોઝો પૂરો કરો અને જ્યારે તમે મસ્જિદોમાં એઅ્તિકાફ (અલ્લાહના સ્મરણ માટે એકાંતવાસ)માં હોવ તો પત્નીઓ સાથે સહવાસ ન કરો.



આ અલ્લાહની ઠરાવેલી સીમાઓ છે, તેના નજીક ન ફરકશો. આવી રીતે અલ્લાહ પોતાના આદેશો લોકો માટે સ્પષ્ટતાપૂર્વક વર્ણવે છે, આશા છે કે તેઓ ખોટા વલણથી બચશે.

૧૮૮. અને તમે લોકો ન અંદરો-અંદર એક-બીજાની સંપત્તિ ખોટી રીતે પચાવી પાડો અને ન તો અધિકારીઓ સમક્ષ તેને એ આશયથી રજૂ કરો કે તમને બીજાઓની સંપત્તિનો કોઈ ભાગ ઈરાદાપૂર્વક અન્યાયી રીતે ખાઈ જવાની તક મળી જાય. (રુકૂઅ-૨૩)

૧૮૯. હે નબી ! લોકો તમને ચંદ્રના વધતાં-ઘટતાં સ્વરૂપ વિષે પૂછે છે. કહો : લોકો માટે તે તારીખો નક્કી કરવાની અને હજ્જની નિશાનીઓ છે. એ પણ તેમને કહો : આ કોઈ સદ્‌કાર્ય નથી કે તમે પોતાના ઘરોમાં પાછળની બાજુથી પ્રવેશ કરો છો. સદ્‌કાર્ય તો ખરેખર એ છે કે વ્યક્તિ અલ્લાહની અપ્રસન્નતાથી બચે. તેથી તમે પોતાના ઘરોમાં દરવાજામાંથી જ પ્રવેશ કરો. અલબત્ત, અલ્લાહથી ડરતા રહો, કદાચ તમને સફળતા મળી જાય.

૧૯૦. અને તમે અલ્લાહના માર્ગમાં તે લોકો સાથે લડો, જેઓ તમારા સાથે લડે છે, પરંતુ અતિરેક ન કરો, કેમ કે અલ્લાહ અતિરેક કરનારાઓને પસંદ કરતો નથી.

૧૯૧. તેમના સાથે લડો જ્યાં પણ તમારે તેમનો સામનો કરવાનો આવે અને તેમને કાઢી મૂકો જ્યાંથી તેમણે તમને કાઢી મૂક્યા છે, કારણ કે હત્યા જો કે ખરાબ છે, પરંતુ ફિત્નો (ઉપદ્રવ) તેના કરતાં પણ વધુ ખરાબ છે. અને પ્રતિષ્ઠિત મસ્જિદ (કા'બા)ના પાસે જ્યાં સુધી તેઓ તમારા સાથે ન લડે, તમે પણ ન લડો, પરંતુ જ્યારે તેઓ ત્યાં પણ લડવાથી ન અટકે, તો તમે પણ વિના સંકોચે તેમને મારો, કારણ કે આવા કાફિરો (વિધર્મીઓ)ની આ જ સજા છે.

૧૯૨. પછી જો તેઓ અટકી જાય તો જાણી લો કે અલ્લાહ માફ કરનાર અને દયાળુ છે.

૧૯૩. તમે તેમના સાથે લડતા રહો, ત્યાં સુધી કે ફિત્નો (ઉપદ્રવ) નાબૂદ થઈ જાય અને દીન (ધર્મ) અલ્લાહ માટે થઈ જાય. પછી જો તેઓ અટકી જાય, તો સમજી લો કે અત્યાચારીઓ સિવાય અન્ય કોઈના વિરૂદ્ધ હાથ ઉઠાવવો યોગ્ય નથી.

૧૯૪. હરામ (પ્રતિષ્ઠિત) મહિનાને બદલે હરામ મહિનો જ છે અને સર્વ પ્રતિષ્ઠાઓનો સમાનપણે આદર થશે. તેથી જે તમારા ઉપર અત્યાચાર

કરે તમે પણ એવી જ રીતે તેના ઉપર હાથ ઉઠાવો. અલબત્ત, અલ્લાહથી ડરતા રહો અને એ ધ્યાનમાં રાખો કે અલ્લાહ તે જ લોકોના સાથે છે, જેઓ તેની મર્યાદાઓના ઉલ્લંઘનથી બચે છે.

૧૯૫. અલ્લાહના માર્ગમાં ખર્ચ કરો અને પોતાના હાથે પોતાને વિનાશમાં ન નાખો. સારામાં સારી રીત અપનાવો, કારણ કે અલ્લાહ સારામાં સારી રીત અપનાવરાઓને પસંદ કરે છે.

૧૯૬. અલ્લાહની પ્રસન્નતા માટે જ્યારે હજ્જ અને ઉમરાનો ઇરાદો કરો, તો તેને પૂરો કરો, અને જો ક્યાંક ઘેરાઈ જાઓ તો જે કુરબાની (નું જાનવર) ઉપલબ્ધ હોય, અલ્લાહની હજૂરમાં રજૂ કરો. અને પોતાના માથાં ન મુંડાવો જ્યાં સુધી કુરબાની (નું જાનવર) પોતાના સ્થાને ન પહોંચી જાય. પરંતુ જે વ્યક્તિ બીમાર હોય અથવા જેના માથામાં કોઈ તકલીફ હોય અને એ કારણે પોતાનું માથું મુંડાવી લે, તો તે ફિદયા (બદલા)માં રોઝા રાખે અથવા દાન આપે અથવા કુરબાની કરે. પછી જો તમને શાંતિ પ્રાપ્ત થાય (અને તમે હજ્જ પહેલા મક્કા પહોંચી જાવ), તો તમારા પૈકી જે વ્યક્તિ હજ્જનો સમય થાય ત્યાં સુધી ઉમરાનો લાભ ઉઠાવે, તે પોતાની શક્તિ અનુસાર કુરબાની કરે, અને જો કુરબાની ન કરી શકતી હોય, તો ત્રણ રોઝા હજ્જના સમયમાં અને સાત ઘરે પહોંચીને, એ રીતે કુલ દસ રોઝા રાખે. આ છૂટ તે લોકો માટે છે, જેમના ઘર પ્રતિષ્ઠિત મસ્જિદ (કા'બા)ની નજીક ન હોય. અલ્લાહના આ આદેશોનો ભંગ કરવાથી બચો અને સારી રીતે જાણી લો કે અલ્લાહ સખત સજા આપનાર છે. (રુકૂઅ-૨૪)

૧૯૭. હજ્જના મહિના સૌ જાણે છે. જે વ્યક્તિ આ ઠરાવેલા મહિનાઓમાં હજ્જનો ઇરાદો કરે, તેણે સાવધાન રહેવું જોઈએ કે હજ્જના સમય દરમ્યાન તેનાથી કોઈ જાતીય કૃત્ય, કોઈ દુષ્કૃત્ય અને કોઈ લડાઈ-ઝઘડો ન થાય, અને જે સદ્કાર્ય તમે કરશો, તે અલ્લાહની જાણમાં હશે. હજ્જની મુસાફરી (યાત્રા) માટે ભાથું સાથે લઈ જાવ, અને સૌથી સારૂં ભાથું પરહેઝગારી (અલ્લાહનો ડર અને સંયમ) છે. પછી હે બુદ્ધિશાળીઓ અને સમજદારો ! મારી અવજ્ઞાથી બચો.

૧૯૮. અને જો હજ્જના સાથે-સાથે તમે પોતાના રબની કૃપા પણ શોધતા જાઓ, તો તેમાં કોઈ વાંધો નથી. પછી જ્યારે અરફાતથી નીકળો, તો મશ્અરે-હરામ (મુઝદલ્ફહ) પાસે થોભીને અલ્લાહનું સ્મરણ કરો



અને એવી રીતે સ્મરણ કરો, જે રીતે તેણે તમને આદેશ આપ્યો છે, નહીં તો આ અગાઉ તમે લોકો ભટકી ગયેલા હતા.

૧૯૯. પછી જ્યાંથી બીજા બધા લોકો પાછા ફરે છે, ત્યાંથી તમે પણ પાછા ફરો અને અલ્લાહ પાસે ક્ષમા માગો, નિઃશંક તે ક્ષમા આપનાર અને દયાળુ છે.

૨૦૦. પછી જ્યારે પોતાની હજ્જના કાર્યો પૂરા કરી લો, ત્યારે જે રીતે અગાઉ પોતાના બાપ-દાદાઓનું સ્મરણ કરતા હતા, એવી રીતે હવે અલ્લાહનું સમરણ કરો, બલ્કે એનાથી પણ વધુ. (પરંતુ અલ્લાહનું સ્મરણ કરનારાઓ વચ્ચે પણ ઘણો તફાવત છે) તેમનામાંથી કોઈ તો એવો છે, જે કહે છે કે હે અમારા રબ ! અમને દુનિયામાં જ બધું આપી દે. આવી વ્યક્તિ માટે આખિરત (પરલોક)માં કોઈ હિસ્સો નથી.

૨૦૧. અને કોઈ કહે છે કે હે અમારા રબ ! અમને દુનિયામાં પણ ભલાઈ આપ અને આખિરત (પરલોક)માં પણ ભલાઈ આપ અને આગ (નર્ક)ની સજાથી અમને બચાવી લે.

૨૦૨. આવા લોકો પોતાની કમાણી અનુસાર (બંને જગ્યાએ) હિસ્સો મેળવશે અને અલ્લાહને હિસાબ ચૂકવવામાં કંઈ વાર લાગતી નથી.

૨૦૩. આ ગણત્રીના કેટલાક દિવસો છે, જે તમારે અલ્લાહના સ્મરણમાં પસાર કરવા જોઈએ. પછી જો કોઈ ઉતાવળ કરીને બે જ દિવસમાં પાછો ફરે તો કોઈ દોષ નથી, અને જો કોઈ થોડો વધુ સમય રોકાઈને પાછો ફરે તો પણ કોઈ દોષ નથી. શરત એ છે કે તેણે આ દિવસો તકવાના સાથે (અલ્લાહથી ડરીને સંયમપૂર્વક) પસાર કર્યા હોય — અલ્લાહની અવજ્ઞાથી બચો અને સારી રીતે જાણી લો કે એક દિવસે તેના સમક્ષ તમને હાજર કરવામાં આવશે.

૨૦૪. મનુષ્યો પૈકી કોઈ તો એવો છે જેની વાતો સાંસારિક જીવનમાં તમને ઘણી સારી લાગે છે, અને પોતાના શુભ આશય માટે તે વારંવાર અલ્લાહને સાક્ષી ઠેરવે છે, પરંતુ હકીકતમાં તે સત્યનો સૌથી ખરાબ દુશ્મન હોય છે.

૨૦૫. જ્યારે તેને સત્તા મળી જાય છે તો ધરતી ઉપર તેની સમગ્ર દોડધામ એટલા માટે હોય છે કે બગાડ ફેલાવે, ખેતીઓને ઉજાડી નાખે અને માનવવંશને બરબાદ કરે — જો કે અલ્લાહ (જેને તે સાક્ષી ઠેરવતો હતો) બગાડને કદાપિ પસંદ કરતો નથી.

૨૦૬. — અને જ્યારે તેને કહેવામાં આવે છે કે અલ્લાહથી ડર, તો પોતાની પ્રતિષ્ઠાનો ખ્યાલ તેને પાપ ઉપર જમાવી દે છે. એવી વ્યક્તિ માટે

તો માત્ર જહન્નમ (નર્ક) જ પર્યાપ્ત છે અને તે ઘણું ખરાબ ઠેકાણું છે.

૨૦૭. બીજી બાજુ મનુષ્યો પૈકી કોઈ એવો પણ છે જે અલ્લાહની પ્રસન્નતા માટે પોતાના પ્રાણ ખપાવી દે છે અને આવા બંદાઓ ઉપર અલ્લાહ ઘણો મહેરબાન છે.

૨૦૮ હે ઈમાન લાવનારાઓ ! તમે સંપૂર્ણપણે ઈસ્લામમાં દાખલ થઈ જાઓ[૬૮] અને શેતાનનું અનુસરણ ન કરો કેમ કે તે તમારો ખુલ્લો શત્રુ છે.

૨૦૯. જે સ્પષ્ટ માર્ગદર્શન (આદેશો) તમારા પાસે આવી ગયા છે, જો તેને મેળવી લીધા પછી પણ તમે વિચલિત થઈ ગયા, તો બરાબર જાણી લો કે અલ્લાહ સૌના ઉપર પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

૨૧૦. (આ બધા ઉપદેશો અને માર્ગદર્શન પછી પણ લોકો સન્માર્ગ ન અપનાવે તો) શું હવે તેઓ તેની રાહ જુએ છે કે અલ્લાહ વાદળોનું છત્ર લગાવીને ફરિશ્તાઓના રસાલા સાથે પોતે સામે આવી જાય અને ફેંસલો જ કરી દેવામાં આવે ? — છેવટે બધા મામલાઓ રજૂ તો અલ્લાહ સમક્ષ જ થવાના છે. (રુકૂઅ-૨૫)

૨૧૧. ઈસરાઈલની સંતાનને પૂછો : કેવી-કેવી ખૂલ્લી નિશાનીઓ અમે તેમને દેખાડી છે (અને પછી તે પણ તેમને જ પૂછી લો કે) અલ્લાહની નેઅમત (બક્ષિસ) મેળવ્યા પછી જે કોમ તેને દુર્ભાગ્યથી બદલી નાખે છે, તેને અલ્લાહ કેવી કઠોર સજા કરે છે.

૨૧૨. જે લોકોએ કુફ્ર (ઇન્કાર)નો માર્ગ અપનાવ્યો છે, તેમના માટે દુનિયાનું જીવન અત્યંત પ્રિય અને મનમોહક બનાવી દેવામાં આવ્યું છે. આવા લોકો ઈમાનનો માર્ગ અપનાવનારાઓની ઠેકડી ઉડાવે છે, પરંતુ કયામત (પ્રલય)ના દિવસે પરહેજગાર (સંયમી) લોકો જ તેમની સરખામણીમાં ઉચ્ચ સ્થાને હશે. રહી દુનિયાની રોજી, તો અલ્લાહને અધિકાર છે, જેને ચાહે બેસુમાર આપે.

૨૧૩. આરંભમાં સૌ લોકો એક જ પદ્ધતિ ઉપર હતા. (પછી આ સ્થિતિ બાકી રહી નહીં અને મતભેદ ઊભા થયા) ત્યારે અલ્લાહે નબી (પયગંબરો) મોકલ્યા જે સન્માર્ગ માટે ખુશખબર આપનારા અને ખોટા માર્ગ ઉપર ચાલવાના પરિણામોથી ડરાવનારા હતા, અને તેમના સાથે સત્ય-ગ્રંથ અવતરિત કર્યો, જેથી સત્ય વિષે લોકો વચ્ચે જે મતભેદો ઊભા થયા હતા, તેનો નિર્ણય કરે — (અને આ મતભેદો ઊભા થવાનું કરણ એ ન હતું કે આરંભમાં લોકોને સત્ય બતાવવામાં આવ્યું ન હતું. નહીં), મતભેદ તે લોકોએ કર્યો જેમને સત્યનું જ્ઞાન આપી દેવામાં આવ્યું હતું. તેમણે સ્પષ્ટ આદેશો મેળવી લીધા પછી માત્ર એટલા માટે સત્યને ત્યજીને જુદી-જુદી પદ્ધતિઓ ઉપજાવી કાઢી કારણ કે તેઓ પરસ્પર



અતિરેક કરવા માગતા હતા. તો જે લોકો પયગંબરો ઉપર ઈમાન લઈ આવ્યા, તેમને અલ્લાહે પોતાના આદેશથી તે સત્યનો માર્ગ દેખાડી દીધો, જેમાં લોકોએ મતભેદ કર્યો હતો. અલ્લાહ જેને ઇચ્છે છે સીધો માર્ગ દેખાડી દે છે.

૨૧૪. પછી શું તમે લોકોએ એમ સમજી લીધું છે કે આમ જ તમને જન્નત (સ્વર્ગ)માં પ્રવેશ મળી જશે, જો કે હજુ તમારા ઉપર તે બધું વીત્યું નથી, જે તમારા અગાઉ ઈમાન લાવનારાઓ ઉપર વીતી ચૂકયું છે ? તેમના ઉપર સંકટો આવ્યા, મુસીબતો આવી, હચમચાવી નાખવામાં આવ્યા, ત્યાં સુધી કે તે વખતના રસૂલ અને તેના સાથી ઈમાનવાળાઓ પોકારી ઉઠયા કે અલ્લાહની મદદ કયારે આવશે ?- (તે વખતે તેમને આશ્વાસન આપવામાં આવ્યું કે) હા, અલ્લાહની મદદ નજીક છે.

૨૧૫. લોકો પૂછે છે, અમે શું ખર્ચ કરીએ ? જવાબ આપો કે જે ધન પણ તમે ખર્ચ કરો, પોતાના માતા-પિતા ઉપર, સગાઓ ઉપર, અનાથો અને મિસ્કીનો (નિર્ધનો) અને મુસાફરો ઉપર ખર્ચ કરો. અને જે કંઈ સદ્‌કાર્ય તમે કરશો, અલ્લાહ તેને જાણતો હશે.

૨૧૬. તમને યુદ્ધનો આદેશ આપવામાં આવ્યો છે અને તે તમને અપ્રિય છે — બની શકે છે કે એક વસ્તુ તમને અપ્રિય હોય અને તે જ તમારા માટે વધુ સારી હોય અને બની શકે કે એક વસ્તુ જે તમને પસંદ હોય અને તે જ તમારા માટે ખરાબ હોય. અલ્લાહ જાણે છે, તમે નથી જાણતા. (રુકૂઅ-૨૬)

૨૧૭. લોકો પૂછે છે કે હરામ (પ્રતિષ્ઠિત) મહિનામાં લડવું કેવું છે ? કહો : એમાં લડાઈ કરવી ઘણું ખરાબ છે, પરંતુ અલ્લાહના માર્ગથી લોકોને રોકવા અને અલ્લાહનો ઇન્કાર કરવો અને પ્રતિષ્ઠિત મસ્જિદ (કા'બા)નો રસ્તો અલ્લાહવાળાઓ માટે બંધ કરી દેવો અને હરમ (મક્કા)ના રહેવાસીઓને ત્યાંથી કાઢી મૂકવા અલ્લાહના નજીક તેનાથી પણ વધુ ખરાબ છે અને ફિત્નો (ઉપદ્રવ) રક્તપાત કરતાં પણ વધુ સંગીન છે. તેઓ તો તમારા સાથે લડતાં જ રહેશે, ત્યાં સુધી કે જો તેમનું ચાલે તો તમારા દીન (ધર્મ)થી તમને ફેરવી નાખે. (અને એ સારી રીતે સમજી લો કે) તમારામાંથી જે કોઈ પોતાના દીન (ધર્મ)થી ફરી જશે અને કુફ્ર (ઇન્કાર)ની સ્થિતિમાં મૃત્યુ પામશે, તેના કર્મ આલોક

(દુનિયા) અને પરલોક (આખિરત) બંનેમાં વ્યર્થ જશે. આવા સૌ લોકો દોજખી છે અને હંમેશા દોજખમાં જ રહેશે.

૨૧૮. આનાથી વિપરિત જે લોકો ઈમાન લાવ્યા છે અને જેમણે અલ્લાહના માર્ગમાં પોતાના ઘરબાર છોડ્યા અને જિહાદ* કરી છે, તેઓ અલ્લાહની કૃપાના યોગ્ય ઉમેદવાર છે, અને અલ્લાહ તેમની ભૂલોને ક્ષમા કરવાવાળો અને પોતાની કૃપાથી તેમને પ્રદાન કરવાવાળો છે.

૨૧૯. પૂછે છે : દારૂ અને જુગારનો શું આદેશ છે ? કહો : આ બંને વસ્તુઓમાં મોટું નુકસાન છે. જો કે આમા લોકો માટે થોડાં ફાયદા પણ છે, પરંતુ તેમનો ગુનો તેમના ફાયદા કરતાં ઘણો વધારે છે. પૂછે છે : અમે અલ્લાહના માર્ગમાં શું ખર્ચ કરીએ ? કહો : જે કંઈ તમારી જરૂરિયાતથી વધારે છે. આ રીતે અલ્લાહ તમારા માટે સ્પષ્ટ આદેશો વર્ણવે છે. કદાચ તમે આલોક (દુનિયા) અને પરલોક (આખિરત) બંનેનો વિચાર કરો.

૨૨૦. પૂછે છે : અનાથો સાથે શું મામલો કરવામાં આવે ? કહો : જે વર્તનમાં તેમના માટે ભલાઈ હોય, તે જ અપનાવવું વધારે સારૂં છે. જો તમે પોતાનો અને તેમનો ખર્ચ અને રહેવું-વસવું ભેગું રાખો, તો તેમાં કોઈ વાંધો નથી, અંતે તેઓ તમારા ભાઈબંધો જ છે. બૂરાઈ કરનારા અને ભલાઈ કરનારા, બંનેની સ્થિતિ અલ્લાહ સમક્ષ સ્પષ્ટ છે. અલ્લાહ ઈચ્છતો તો આ મામલામાં તમારા ઉપર સખતાઈ કરતો, પરંતુ તે પ્રભુત્વશાળી હોવાના સાથે-સાથે તત્ત્વદર્શી પણ છે.

૨૨૧. તમે મુશ્રિક (અનેકેશ્વરવાદી) સ્ત્રીઓ સાથે કદાપિ નિકાહ (લગ્ન) કરશો નહીં, જ્યાં સુધી તેઓ ઈમાન ન લઈ આવે. એક ઈમાનવાળી દાસી મુશ્રિક ખાનદાની સ્ત્રી કરતાં વધુ સારી છે, જો કે તે તમને ખૂબ જ પસંદ હોય. અને પોતાની સ્ત્રીઓના નિકાહ (લગ્ન) મુશ્રિક પુરુષો સાથે કદાપિ કરશો નહીં, જ્યાં સુધી તેઓ ઈમાન ન લઈ આવે. એક ઈમાનવાળો દાસ મુશ્રિક ખાનદાન પુરુષ કરતાં વધુ સારો છે, જો કે તે તમને ઘણો પસંદ હોય. આ લોકો તમને આગ તરફ બોલાવે છે અને અલ્લાહ તેના આદેશથી તમને જન્નત (સ્વર્ગ) અને મગફિરત (મુક્તિ, ક્ષમા) તરફ બોલાવે છે, અને તે પોતાના આદેશો સ્પષ્ટપણે લોકો સમક્ષ વર્ણવે છે, આશા છે તેઓ બોધપાઠ ગ્રહણ કરશે અને જે સમજાવવામાં આવી રહ્યું છે તેનો સ્વીકાર કરશે. (રુકૂઅ-૨૭)

૨૨૨. પૂછે છે : માસિક સ્ત્રાવનો શું આદેશ છે ? કહો : તે અસ્વચ્છતાની એક સ્થિતિ છે. તેમાં સ્ત્રીઓથી દૂર રહો અને તેમના પાસે ન જાઓ,

* કોઈ ઉદ્દેશ્ય માટે ભરપૂર કોશિશ કરવી, આ શબ્દ માત્ર યુદ્ધનો સમાનાર્થી નથી, તેને માટે 'કિતાલ' શબ્દ અરબી ભાષામાં છે. જિહાદ તેના કરતાં વ્યાપક અર્થ ધરાવે છે.. તેમાં યુદ્ધ સહિત દરેક પ્રકારના સંઘર્ષનો સમાવેશ થાય છે.



જ્યાં સુધી તેઓ પાક-સાફ (સ્વચ્છ) ન થઈ જાય. પછી જ્યારે તેઓ પાક-સાફ થઈ જાય, ત્યારે તેમના પાસે જાઓ, એવી રીતે જેવો કે અલ્લાહે તમને આદેશ આપ્યો છે. અલ્લાહ તે લોકોને પસંદ કરે છે, જેઓ બૂરાઈથી બચે અને પવિત્રતા અપનાવે.

૨૨૩. તમારી સ્ત્રીઓ તમારા માટે ખેતીઓ છે. તમને અધિકાર છે, જેવી રીતે ઈચ્છો પોતાની ખેતીમાં જાઓ, પરંતુ પોતાના ભવિષ્યનો વિચાર કરો અને અલ્લાહની અપ્રસન્નતાથી બચો. બરાબર જાણી લો કે તમારે એક દિવસ તેને મળવાનું છે. અને હે નબી ! જે તમારા આદેશોને માની લે તેમને (સફળતા અને સૌભાગ્યની) ખુશખબર આપી દો.

૨૨૪. અલ્લાહના નામનો એવા સોગંદ લેવા માટે ઉપયોગ ન કરો, જેનો ઉદ્દેશ્ય સદાચાર અને સંયમ અને અલ્લાહના બંદાઓની ભલાઈના કાર્યોથી દૂર રહેવાનો હોય. અલ્લાહ તમારી બધી વાતો સાંભળી રહ્યો છે અને બધું જ જાણે છે.

૨૨૫. જે નિરર્થક સોગંદો તમે ઈરાદા વિના ખાઈ લો છો, તે માટે અલ્લાહ પકડતો નથી, પરંતુ જે સોગંદો તમે ખરા હૃદયથી ખાઓ છો, અલ્લાહ તે માટે પૂછપરછ જરૂર કરશે. અલ્લાહ ઘણો ક્ષમાશીલ અને સહનશીલ છે.

૨૨૬. જે લોકો પોતાની સ્ત્રીઓ સાથે સંબંધ ન રાખવાના સોગંદ ખાઈ બેસે છે, તેમના માટે ચાર મહિનાની મહેતલ છે, જો તેઓ રુજૂ (સંબંધ પુનઃસ્થાપિત) કરી લે, તો અલ્લાહ ક્ષમા આપનાર અને દયાળુ છે.

૨૨૭. અને જો તેમણે તલાકનો જ નિર્ધાર કરી લીધો હોય તો ધ્યાનમાં રાખે કે અલ્લાહ બધું જ સાંભળે અને જાણે છે.

૨૨૮. જે સ્ત્રીઓને તલાક આપવામાં આવી હોય, તેઓ ત્રણ વખત માસિક ઋતુઓ આવી જાય ત્યાં સુધી પોતાને થોભાવી રાખે, અને તેમના માટે એ ઉચિત નથી કે અલ્લાહે તેમના ગર્ભાશયમાં જે કંઈ પેદા કર્યું છે, તેને છૂપાવે. તેમણે કદાપિ આવું ન કરવું જોઈએ, જો તેઓ અલ્લાહ અને આખિરતના દિવસ ઉપર ઈમાન રાખતી હોય. તેમના પતિઓ સંબંધ સુધારી લેવા માટે તૈયાર હોય, તો તેઓ આ ઈદ્દત (મુદત) દરમિયાન તેમને પત્ની તરીકે પાછા રાખી લેવાના હક્કદાર છે. સ્ત્રીઓ માટે પણ સામાન્ય નિયમ અનુસાર એવા જ અધિકારો છે, જેવા પુરુષોના અધિકારો તેમના ઉપર છે. અલબત્ત, પુરુષોને તેમના ઉપર એક દરજ્જો પ્રાપ્ત છે, અને સૌના ઉપર અલ્લાહ વર્ચસ્વશાળી, શકિતશાળી અને તત્ત્વશાળી મોજૂદ છે. (રુકૂઅ-૨૮)

૨૨૯. તલાક બે વાર છે. પછી સીધી રીતે સ્ત્રીને રોકી લેવામાં આવે અથવા

ભલાઈપૂર્વક તેને વિદાય કરી દેવામાં આવે. અને વિદાય કરતી વખતે આવું કરવું તમારા માટે ઉચિત નથી કે જે કંઈ તમે તેને આપી ચૂક્યા છો, તેમાંથી કેટલુંક પાછું લઈ લો. સિવાય કે પતિ-પત્નીને અલ્લાહની નિર્ધારિત મર્યાદાઓ ઉપર કાયમ ન રહી શકવાનો ભય હોય. આવી સ્થિતિમાં જો તમને એ ભય હોય કે તેઓ બંને અલ્લાહની નિર્ધારિત મર્યાદાઓ ઉપર કાયમ રહેશે નહીં, તો એ બંનેના વચ્ચે આ મામલો કરી લેવામાં વાંધો નથી કે સ્ત્રી પોતાના પતિને કંઈક બદલો ચૂકવી દઈ પોતે છૂટી થઈ જાય. આ અલ્લાહે ઠરાવેલી મર્યાદાઓ છે, તેનું ઉલ્લંઘન ન કરો અને જે લોકો અલ્લાહની મર્યાદાઓનું ઉલ્લંઘન કરે તેઓ જ અત્યાચારી છે.

૨૩૦. પછી જો (બે વાર તલાક આપ્યા પછી પતિએ સ્ત્રીને ત્રીજી વાર) તલાક આપી દીધી, તો તે સ્ત્રી પછી તેના માટે હલાલ (વૈધ) રહેશે નહીં, સિવાય કે તેના નિકાહ (લગ્ન) કોઈ બીજા પુરુષ સાથે થાય અને તે તેને તલાક આપી દે. ત્યારે જો પહેલો પતિ અને આ સ્ત્રી બંને એમ વિચારે કે અલ્લાહના કાનૂન ઉપર કાયમ રહેશે, તો તેમના એક-બીજા સાથે ફરી મળી જવામાં કોઈ દોષ નથી. આ અલ્લાહે નિર્ધારિત કરેલી મર્યાદાઓ છે, જે તે એ લોકોના માર્ગદર્શન માટે સ્પષ્ટ કરી રહ્યો છે, જેઓ (આ મર્યાદાઓના ઉલ્લંઘનનું પરિણામ) જાણે છે.

૨૩૧. અને જ્યારે તમે સ્ત્રીઓને તલાક આપી દો અને તેમની ઇદ્દત (મુદ્દત) પૂરી થવા આવે ત્યારે ભલી રીતે તેમને રાખી લો અથવા ભલી રીતે તેમને વિદાય કરી દો. માત્ર હેરાન કરવા માટે તેમને ન રોકી રાખતા કેમ કે તે અતિરેક હશે અને જે આવું કરશે, તે હકીકતમાં પોતાના જ ઉપર અત્યાચાર કરશે. અલ્લાહની આયતોને ખેલ-તમાશો ન બનાવો. એ ભૂલી ન જાવ કે અલ્લાહે કેટલી મહાન કૃપાથી તમને નવાજ્યા છે. તે તમને શિખામણ આપે છે કે જે ગ્રંથ અને તત્ત્વદર્શિતા અને બુદ્ધિમત્તા તેણે તમારા ઉપર અવતરિત કર્યા છે, તેના આદર-સન્માનનું ધ્યાન રાખો. અલ્લાહથી ડરો અને બરાબર જાણી લો કે અલ્લાહને દરેક વાતની ખબર છે. (રુકૂઅ-૨૯)

૨૩૨. જ્યારે તમે તમારી સ્ત્રીઓને તલાક આપી દો અને તેઓ તેમની ઇદ્દત (મુદ્દત) પૂરી કરી લે, તો એમાં અવરોધરૂપ ન બનો કે તેઓ પોતાના પ્રસ્તાવિત પતિઓ સાથે નિકાહ કરી લે, જ્યારે તેઓ ભલી રીતે એક-બીજા સાથે નિકાહ (લગ્ન) કરવા માટે રાજી હોય. તમને શિખામણ આપવામાં આવે છે કે આવું કૃત્ય કદાપિ ન કરશો, જો તમે અલ્લાહ



અને આખિરતના દિવસ ઉપર ઈમાન ધરાવતા હોવ. તમારા માટે શિષ્ટ અને શુદ્ધ પદ્ધતિ આ જ છે કે તમે તેનાથી બચો. અલ્લાહ જાણે છે, તમે નથી જાણતા.

૨૩૩. જે પિતાઓ ઇચ્છતા હોય કે તેમની સંતાન દૂધ પીવડાવવાની પૂરી મુદ્દત માટે દૂધ લે, તો માતાઓ પોતાના બાળકોને પૂરા બે વર્ષ દૂધ પીવડાવે. આ સ્થિતિમાં બાળકના પિતાએ સામાન્ય નિયમ અનુસાર તેમને ખોરાક-પોશાક આપવાં પડશે, પરંતુ કોઈના ઉપર તેની શક્તિથી વધુ બોજ ન નાખવો જોઈએ. ન માતાને એ કારણે તકલીફમાં મૂકવામાં આવે કે બાળક તેનું છે, અને ન પિતાને એ કારણે તંગ કરવામાં આવે કે બાળક તેનું છે — દૂધ પીવડાવનારીનો આ હક્ક જેમ કે બાળકના પિતા ઉપર છે, તેવો જ તેના વારસદારો ઉપર પણ છે — પરંતુ જો પક્ષકારો પરસ્પર સંમતિ અને સલાહ-મસલતથી દૂધ છોડાવવા ઇચ્છે, તો તેમ કરવામાં કોઈ દોષ નથી અને જો તમારો વિચાર પોતાની સંતાનને કોઈ બીજી સ્ત્રી પાસે દૂધ પીવડાવવાનો હોય, તો તેમાં પણ કોઈ દોષ નથી, માત્ર શરત એ છે કે તેનું જે કંઈ વળતર નક્કી કરો, તે સામાન્ય પદ્ધતિથી ચૂકવો. અલ્લાહથી ડરો અને જાણી લો કે જે કંઈ તમે કરો છો, બધું અલ્લાહની નજરમાં છે.

૨૩૪. તમારામાંથી જે લોકો મૃત્યુ પામે, તેમના પાછળ જો તેમની પત્નીઓ હયાત હોય, તો તેઓ પોતાને ચાર મહિના અને દસ દિવસ રોકી રાખે. પછી જ્યારે તેમની ઇદ્દત પૂરી થઈ જાય, તો તેમને અધિકાર છે, પોતાના માટે સામાન્ય પદ્ધતિએ જે ઇચ્છે તે કરે. તમારા ઉપર તેની કોઈ જવાબદારી નથી. અલ્લાહ તમારા સૌના કાર્યોની ખબર રાખે છે.

૨૩૫. ઇદ્દતના સમયમાં ચાહે તમે તે વિધવા સ્ત્રીઓ માટે માગું મોકલવાનો ઇરાદો પરોક્ષ રીતે-સંકેતમાં જાહેર કરી દો, ચાહે હૃદયમાં છૂપાવી રાખો, બંને સ્થિતિમાં કોઈ દોષ નથી. અલ્લાહ જાણે છે કે તેમનો ખ્યાલ તો તમારા હૃદયમાં આવશે જ. પરંતુ જુઓ, ગુપ્ત કોલ-કરાર ન કરજો. જો કોઈ વાત કરવી હોય તો સામાન્ય પદ્ધતિ અનુસાર કરો, અને નિકાહ (લગ્ન)નો સંબંધ બાંધવાનો નિર્ણય ત્યાં સુધી ન કરો, જ્યાં સુધી ઇદ્દત પૂરી ન થઈ જાય. બરાબર સમજી લો કે અલ્લાહ તમારા હૃદયોની સ્થિતિ

સુદ્ધાં જાણે છે, તેથી તેનાથી ડરો અને એ પણ જાણી લો કે અલ્લાહ સહનશીલ છે, (નાની નાની વાતોને) ક્ષમા કરી દે છે. (રુકૂઅ-30)

૨૩૬. તમારા ઉપર કોઈ ગુનો નથી, જો તમે તમારી સ્ત્રીઓને એવી હાલતમાં તલાક આપો, તે પહેલાં કે તેમને હાથ લગાવવાનો પ્રસંગ આવે કે તેમની મહેર નક્કી કરી હોય. આ સ્થિતિમાં તેમને કંઈ-ને-કંઈ આપવું જરૂર જોઈએ. સંપન્ન વ્યક્તિ પોતાની શક્તિ મુજબ અને ગરીબ વ્યક્તિ પોતાની શક્તિ મુજબ સામાન્ય નિયમ પ્રમાણે આપે. આ ફરજ છે સત્કર્મીઓ ઉપર.

૨૩૭. અને જો તમે હાથ લગાવતાં પહેલાં તલાક આપી હોય, પરંતુ મહેર નક્કી થઈ ગઈ હોય, તો આ સ્થિતિમાં અડધી મહેર આપવી પડશે. એ જુદી વાત છે કે સ્ત્રી નરમાઈ બતાવે (અને મહેર ન લે) અથવા તે પુરુષ, જેના અધિકારમાં નિકાહ (લગ્ન)ની લગામ છે, નરમાઈ બતાવે (અને પૂરે-પૂરી મહેર આપી દે) અને તમે (અર્થાત્ પુરુષો) નરમાઈથી કામ લો, તો તે તકવા (ઈશપરાયણતા અને સંયમ) સાથે વધુ સુસંગત છે. પરસ્પરના વ્યવહારમાં ઉદારતા અને વિશાળ-હૃદયતાને ન ભૂલો. તમારા કર્મોને અલ્લાહ જોઈ રહ્યો છે.

૨૩૮. પોતાની નમાઝોની કાળજી રાખો, ખાસ કરીને એવી નમાઝની, જે નમાઝની તમામ ખૂબીઓ ધરાવતી હોય. અલ્લાહ સમક્ષ એવી રીતે ઊભા રહો, જેવી રીતે આજ્ઞાંકિત દાસ ઊભા રહે છે.

૨૩૯. અશાંતિની સ્થિતિ હોય, તો ચાહે પગપાળા હોવ, ચાહે સવારી ઉપર, જે રીતે સંભવ હોય, નમાઝ અદા કરો અને જ્યારે શાંતિ પ્રાપ્ત થાય, તો અલ્લાહને એ રીતે યાદ કરો, જે રીતે તેણે તમને શીખવાડી દીધું છે, જે પહેલા તમે જાણતા ન હતા.

૨૪૦. તમારામાંથી જે લોકોનું અવસાન થઈ જાય અને પાછળ પત્નીઓ મૂકી જઈ રહ્યા હોય, તેમને જોઈએ કે પોતાની પત્નીઓ માટે વસિયત કરી જાય કે એક વર્ષ સુધી તેમને ભરણ-પોષણ આપવામાં આવે, અને તેમને ઘરમાંથી કાઢી મૂકવામાં ન આવે. પછી જો તેઓ પોતે જ નીકળી જાય, તો પોતાની જાત માટે સામાન્ય નિયમ અનુસાર તેઓ જે કંઈ પણ કરે, તેની કોઈ જવાબદારી તમારા ઉપર નથી, અલ્લાહ સૌના ઉપર વર્ચસ્વ ધરાવનાર, શકિતશાળી અને તત્ત્વદર્શી છે.



૨૪૧. આવી જ રીતે જે સ્ત્રીઓને તલાક આપવામાં આવી હોય, તેમને પણ યોગ્ય રીતે કંઈ-ને-કંઈ આપીને વિદાય કરવામાં આવે. આ કર્તવ્ય છે અલ્લાહથી ડરનારા અને સંયમી લોકો ઉપર.

૨૪૨. આવી રીતે અલ્લાહ પોતાના આદેશો તમને સ્પષ્ટ બતાવે છે. આશા છે કે તમે સમજી-વિચારીને વર્તશો. (રુકૂઅ-૩૧)

૨૪૩. તમે તે લોકોની સ્થિતિ વિષે પણ કંઈ વિચાર કર્યો, જેઓ મૃત્યુના ભયથી પોતાના ઘરબાર છોડી નીકળ્યા હતા અને હજારોની સંખ્યામાં હતા ? અલ્લાહે તેમને ફરમાવ્યું : મરી જાવ, પછી તેણે તેમને ફરીવાર જીવન પ્રદાન કર્યું. હકીકત એ છે કે અલ્લાહ મનુષ્ય ઉપર મોટી કૃપા કરવાવાળો છે, પરંતુ ઘણાં લોકો કૃતજ્ઞ બનતા નથી.

૨૪૪. — મુસલમાનો ! અલ્લાહના માર્ગમાં યુદ્ધ કરો અને બરાબર જાણી લો કે અલ્લાહ સાંભળનાર અને જાણનાર છે.

૨૪૫. તમારામાંથી કોણ છે જે અલ્લાહને ઋણ આપે, જેથી અલ્લાહ તેને અનેકગણું વધારીને પરત કરે ? ઘટાડવાનું પણ અલ્લાહના અધિકારમાં છે અને વધારવાનું પણ, અને તેના જ તરફ તમારે પાછા જવાનું છે.

૨૪૬. પછી તમે તે મામલા ઉપર પણ વિચાર કર્યો, જે મૂસા પછી બની ઇસરાઈલના આગેવાનો સાથે બન્યો હતો ? તેમણે પોતાના નબી (પયગંબર)ને કહ્યું : અમારા માટે એક બાદશાહ નીમી આપો, જેથી અમે અલ્લાહના માર્ગમાં યુદ્ધ કરીએ. નબીએ પૂછ્યું : એવું તો નહીં થાય ને કે તમને યુદ્ધનો આદેશ આપવામા આવે અને પછી તમે ન લડો ? તેઓ કહેવા લાગ્યા : એ કેવી રીતે બની શકે કે અમે અલ્લાહના માર્ગમાં ન લડીએ, જ્યારે કે અમને અમારા ઘરોમાંથી કાઢી મૂકવામાં આવ્યા છે અને અમારા બાળ-બચ્ચાં અમારાથી વિખૂટા પાડી દેવામાં આવ્યા છે. પરંતુ જ્યારે તેમને યુદ્ધનો આદેશ આપવામાં આવ્યો તો એક જૂજ સંખ્યા સિવાય બધા જ પીઠ ફેરવી ગયા, અને અલ્લાહ તેમાંના એકે-એક જાલિમને જાણે છે.

૨૪૭. તેમના નબીએ તેમને કહ્યું કે અલ્લાહે તાલૂતને તમારા માટે બાદશાહ નીમ્યો છે. આ સાંભળીને તેઓ બોલ્યા : અમારા ઉપર બાદશાહ થવાનો તે કેવી રીતે હક્કદાર થઈ ગયો ? તેની સરખામણીમાં બાદશાહીના અમે વધુ હક્કદાર છીએ. તે તો કોઈ મોટો ધનવાન વ્યક્તિ નથી. નબીએ ઉત્તર આપ્યો, ''અલ્લાહે તમારી સરખામણીમાં

તેને પસંદ કર્યો છે અને તેને બૌદ્ધિક અને શારીરિક બંને પ્રકારની લાયકાતો ભરપૂર પ્રમાણમાં પ્રદાન કરી છે અને અલ્લાહને અધિકાર છે કે પોતાનું રાજ્ય જેને ચાહે આપે, અલ્લાહ ઘણી વિશાળતા ધરાવે છે અને સર્વજ્ઞ છે.''

૨૪૮. તેના સાથે તેમના નબીએ તેમને એ પણ બતાવ્યું કે ''અલ્લાહ તરફથી તેના બાદશાહ નીમાયા હોવાની નિશાની એ છે કે તેના જમાનામાં તે સંદૂક તમને પાછી મળી જશે, જેમાં તમારા રબ તરફથી તમારા માટે હૃદયની શાંતિનો સામાન છે, જેમાં મૂસાના લોકો અને હારૂનના લોકોએ પાછળ મૂકેલ બરકતવાળી વસ્તુઓ છે, અને જેને અત્યારે ફરિશ્તાઓએ સંભાળીને રાખેલ છે. જો તમે ઈમાનવાળા હોવ, તો આ તમારા માટે મોટી નિશાની છે. (રુકૂઅ-૩૨)

૨૪૯. પછી જ્યારે તાલૂત લશ્કર લઈને નીકળ્યો, ત્યારે તેણે કહ્યું, ''એક નદી ઉપર અલ્લાહ તરફથી તમારી કસોટી થવાની છે. જે તેનું પાણી પીશે, તે મારો સાથીદાર નથી. મારો સાથીદાર માત્ર તે છે, જે તેનાથી તરસ ન છિપાવે; હા, એકાદ ખોબા જેટલું કોઈ પી લે, તો પી લે.'' પરંતુ એક નાના જૂથ સિવાય તેમણે બધાએ જ આ નદીનું ખૂબ પાણી પીધું.

પછી જ્યારે તાલૂત અને તેના સાથીદાર મુસલમાનો નદી ઓળંગીને આગળ વધ્યા, તો તેમણે તાલૂતને કહી દીધું કે આજે અમારામાં જાલૂત અને તેની સેનાઓનો મુકાબલો કરવાની શક્તિ નથી, પરંતુ જે લોકો એ સમજતા હતા કે એક દિવસે તેમને અલ્લાહને મળવાનું છે, તેમણે કહ્યું, ''ઘણીવાર એવું બન્યું છે કે એક નાનું જૂથ અલ્લાહના આદેશથી એક મોટા જૂથ ઉપર વિજયી થયું છે. અલ્લાહ ધીરજ રાખનારાઓનો સાથી છે.''

૨૫૦. અને જ્યારે તેઓ જાલૂત અને તેની સેનાઓનો મુકાબલો કરવા નીકળ્યા, તો તેમણે દુઆ કરી, ''હે અમારા માલિક ! અમારા ઉપર ધૈર્યની વર્ષા કર, અમારા કદમ જમાવી દે અને અમને આ ઈન્કાર કરવાવાળા જૂથ ઉપર વિજય પ્રદાન કર.''

૨૫૧. અંતે અલ્લાહના આદેશથી તેમણે ઈન્કાર કરવાવાળા લોકોને મારી ભગાડ્યા, અને દાઊદે જાલૂતને મારી નાખ્યો, અને અલ્લાહે તેને રાજ્ય અને તત્ત્વદર્શિતા પ્રદાન કરી, અને જે-જે ચીજોનું ઈચ્છ્યું, તેને જ્ઞાન



આપ્યું – જો આવી રીતે અલ્લાહ મનુષ્યોના એક જૂથને બીજા જૂથ વડે હટાવતો રહ્યો ન હોત, તો ધરતીનું તંત્ર બગડી જાત, પરંતુ દુનિયાના લોકો ઉપર અલ્લાહની મોટી કૃપા છે (કે તે આવી રીતે બગાડને દૂર કરવાની વ્યવસ્થા કરતો રહે છે.)

૨૫૨. આ અલ્લાહની આયતો છે જે અમે સત્યપૂર્વક તમને સંભળાવી રહ્યા છીએ અને (હે મુહમ્મદ !) નિશ્ચિતપણે તમે તે લોકોમાંથી છો, જેઓ રસૂલ (ઈશદૂત) બનાવીને મોકલવામાં આવ્યા છે.

૨૫૩. **આ રસૂલો, (જેઓ અમારા તરફથી મનુષ્યોના માર્ગદર્શન માટે** નીમાયા) અમે તેમને એક-બીજાથી વધીને દરજ્જા આપ્યા. તેઓમાંથી કોઈ એવો હતો, જેના સાથે અલ્લાહે પોતે વાર્તાલાપ કર્યો, કોઈને તેણે બીજી હેસિયતોથી ઉચ્ચ દરજ્જાઓ આપ્યા અને, અંતમાં ઈસા (અલૈ.) મરયમના પુત્રને સ્પષ્ટ નિશાનીઓ પ્રદાન કરી અને પવિત્ર આત્મા વડે તેની મદદ કરી. જો અલ્લાહ ચાહતો તો આ પયગંબરો પછી જે લોકો સ્પષ્ટ નિશાનીઓ જોઈ ચૂક્યા હતા, શક્ય ન હતું કે તેઓ એક-બીજા સાથે લડતા. પરંતુ (અલ્લાહની ઈચ્છા એ ન હતી કે તે લોકોને બળજબરીપૂર્વક મતભેદોથી રોકે, આ કારણે) તેમણે એક-બીજા સાથે મતભેદ કર્યો, પછી કોઈ ઈમાન લાવ્યો અને કોઈએ ઈન્કારનો માર્ગ અપનાવ્યો. હા, અલ્લાહ ઈચ્છતો હોત તો તેઓ કદાપિ એક-બીજા સાથે લડ્યા ન હોત, પરંતુ અલ્લાહ જે ચાહે છે, કરે છે. (રુકૂઅ-૩૩)

૨૫૪. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જે કંઈ ધન-સામગ્રી અમે તમને પ્રદાન કરી છે, તેમાંથી ખર્ચ કરો, તે પહેલાં કે તે દિવસ આવી પહોંચે, જેમાં ન ખરીદ-વેચાણ થશે, ન મિત્રતા કામ આપશે અને ન ભલામણ ચાલશે અને જાલિમો હકીકતમાં તેઓ જ છે, જેઓ કુફ્ર (ઈન્કાર)નું વલણ અપનાવે છે.

૨૫૫. અલ્લાહ, તે શાશ્વત હયાત હસ્તી, જે તમામ સૃષ્ટિને ટકવી રહી છે, તેના સિવાય કોઈ ખુદા (પૂજ્ય) નથી. તે ન સૂવે છે અને ન તેને ઝોકું આવે છે. ધરતી અને આકાશોમાં જે કંઈ છે, તેનું જ છે. કોણ છે જે તેની હજૂરમાં તેની પરવાનગી વગર ભલામણ કરી શકે ? જે કંઈ બંદાઓની સામે છે, તેને પણ તે જાણે છે અને જે કંઈ તેમનાથી અદૃશ્ય છે, તેનાથી પણ તે વાકેફ છે અને તેના જ્ઞાનમાંથી કોઈ વસ્તુ તેઓ જાણી શકતા નથી, સિવાય કે કોઈ વસ્તુનું જ્ઞાન તે પોતે જ તેમને આપવા

ચાહે. તેની કુર્સી (રાજ-સિંહાસન)“ આકાશો અને ધરતી ઉપર વ્યાપ્ત છે અને તેમની દેખભાળ તેના માટે કોઈ થકવી નાખનારૂં કાર્ય નથી. બસ, તે જ એક મહાન અને ઉચ્ચ હસ્તી છે.

૨૫૬. દીંન (ધર્મ)ના મામલામાં કોઈ બળજબરી નથી. સાચી વાતને ખોટા વિચારોથી જુદી પાડી દેવામાં આવી છે. હવે જો કોઈ તાગૂતનો (એવી વ્યક્તિ, જે પોતાની ઠરાવેલ હદોથી આગળ વધી ગઈ હોય. કુર્આન અનુસાર તાગૂત એટલે એવો બંદો, જે બંદગીની હદ ઓળંગીને પોતે જ માલિક અને ખુદાઈનો દાવો કરે અને અલ્લાહના બંદાઓને પોતાની બંદગી કરવાની ફરજ પાડે.) ઇન્કાર કરીને અલ્લાહ ઉપર ઈમાન લઈ આવ્યો, તેણે એક એવો મજબૂત સહારો પકડી લીધો, જે કયારેય તૂટવાનો નથી, અને અલ્લાહ (જેનો તેણે સહારો લીધો છે) બધું જ સાંભળનાર અને જાણનાર છે.

૨૫૭. જે લોકો ઈમાન લાવે છે, તેમનો સમર્થક અને સહાયક અલ્લાહ છે અને તે તેમને અંધકારમાંથી પ્રકાશમાં કાઢી લાવે છે અને જે લોકો ઇન્કારનો માર્ગ અપનાવે છે, તેમના સમર્થક અને સહાયક તાગૂત છે અને તેઓ તેમને પ્રકાશમાંથી અંધકાર તરફ ખેંચી લઈ જાય છે. આ આગમાં જનારા લોકો છે, જ્યાં તેઓ હંમેશાં રહેશે. (રુકૂઅ-૩૪)

૨૫૮. શું તમે તે વ્યકિતની દશા ઉપર વિચાર કર્યો નથી, જેણે ઇબ્રાહીમ સાથે વિવાદ કર્યો હતો ? વિવાદ તે વાત માટે કે ઇબ્રાહીમનો રબ કોણ છે, અને તે કારણે કે તે વ્યકિતને અલ્લાહે શાસન આપેલું હતું. જયારે ઇબ્રાહીમે કહ્યું, ‘‘મારો રબ (માલિક અને પાલનહાર) તે છે, જેના અધિકારમાં જીવન અને મૃત્યુ છે.’’ તો તેણે જવાબ આપ્યો, ‘‘જીવન અને મૃત્યુ મારા અધિકારમાં છે.’’ ઇબ્રાહીમે કહ્યું, ‘‘સારૂં, અલ્લાહ સૂર્યને પૂર્વમાંથી કાઢે છે, તું જરા તેને પશ્ચિમમાંથી કાઢી લાવ.’’ આ સાંભળી તે સત્યનો ઇન્કાર કરનાર ચકિત થઈ ગયો, પરંતુ અલ્લાહ જાલિમોને સીધો માર્ગ દેખાડતો નથી.

૨૫૯. કે પછી ઉદાહરણ તરીકે તે મનુષ્યને જુઓ, જે એક એવી વસ્તીમાંથી પસાર થયો, જે પોતાની છતો ઉપર ઊંધી પડી હતી. તેણે કહ્યું, ‘‘આ વસ્તી, જે નાશ પામી છે, તેને અલ્લાહ ફરી વાર કેવી રીતે સજીવન કરશે ?’’ આ જ સમયે અલ્લાહે તેના પ્રાણ લઈ લીધા અને તે સો વર્ષ સુધી મૃતાવસ્થામાં પડી રહ્યો. પછી અલ્લાહે તેને ફરી વાર જીવન પ્રદાન કર્યું અને તેને પૂછ્યું, ‘‘બતાવો, કેટલી મુદત સુધી પડી રહ્યા છો ?’’ તેણે કહ્યું, ‘‘એક દિવસ અથવા કેટલાક કલાકો રહ્યો હોઈશ.’’



ફરમાવ્યું, ‘‘તારા ઉપર સો વર્ષ આ જ સ્થિતિમાં પસાર થઈ ચૂક્યા છે. હવે જરા તારા ખોરાક અને પાણીને જો કે તેમાં સહેજ પણ ફેરફાર થયો નથી. બીજી તરફ જરા તારા ગધેડાને પણ જો (કે તેના હાડકાંનો ઢાંચો પણ જર્જરિત થઈ ગયો છે). અને આ અમે એટલા માટે કર્યું છે કે અમે લોકો માટે તને એક નિશાની બનાવી દેવા માગીએ છીએ. પછી જો કે આ હાડપિંજરને કેવી રીતે ઊભું કરીને તેના ઉપર માંસ-ચામડું ચઢાવીએ છીએ.’’ આવી રીતે જ્યારે હકીકત તેના સામે તદ્દન સ્પષ્ટ થઈ ગઈ, તો તેણે કહ્યું, ‘‘હું જાણું છું કે અલ્લાહને દરેક વસ્તુ ઉપર સામર્થ્ય પ્રાપ્ત છે.’’

૨૬૦. અને તે ઘટના પણ ધ્યાનમાં રહે, જ્યારે ઇબ્રાહીમે કહ્યું હતું કે, ‘‘મારા માલિક ! મને દેખાડી દે, તું મડદાંને કેવી રીતે સજીવન કરે છે.’’ ફરમાવ્યું, ‘‘શું તું ઈમાન રાખતો નથી ?’’ તેણે કહ્યું, ‘‘ઈમાન તો રાખું છું, પરંતુ દિલને સંતોષ જોઈએ છે.’’ ફરમાવ્યું, ‘‘સારૂં, તો ચાર પક્ષીઓ લે અને તેમને તારા સાથે હળાવી-મળાવી લે. પછી તેમનો એક-એક ટૂકડો એક-એક પર્વત ઉપર મૂકી દે. પછી તેમને પોકાર, તે તારા પાસે દોડતાં ચાલ્યા આવશે. બરાબર જાણી લે કે અલ્લાહ અત્યંત પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે. (રુકૂઅ-૩૫)

૨૬૧. જે લોકો પોતાનું ધન અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે, તેમના ખર્ચનું ઉદાહરણ એવું છે, જેમ કે એક દાણો વાવવામાં આવે અને તેમાંથી સાત ડુંડા નીકળે અને દરેક ડુંડામાં એકસો દાણા હોય. આવી જ રીતે અલ્લાહ જેના કાર્ય ચાહે છે, અનેકગણા વધારી આપે છે. તે ઉદાર પણ છે અને સર્વજ્ઞ પણ.

૨૬૨. જે લોકો પોતાનું ધન અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે અને ખર્ચ કર્યા પછી ઉપકારનો દેખાડો કરતા નથી, ન દુઃખ આપે છે, તેમનો બદલો તેમના રબના પાસે છે અને તેમના માટે કોઈ દુઃખ અને ભયની શકયતા નથી.

૨૬૩. એક મીઠો બોલ અને કોઈ અણગમતી વાત તરફ સહેજ જોયું-ન-જોયું કરી દેવું તે એ દાન કરતાં વધુ સારૂં છે, જેના પાછળ દુઃખ હોય. અલ્લાહ બેનિયાઝ (નિસ્પૃહ, અનપેક્ષિત, તમામ જરૂરિયાતોથી મુકત) છે અને સહનશીલતા તેનો ગુણ છે.

૨૬૪. હે ઈમાનવાળાઓ ! તમારા દાનને ઉપકારનો દેખાડો કરીને અને દુઃખ આપીને તે વ્યક્તિની જેમ વ્યર્થ ન કરો, જે પોતાનું ધન માત્ર લોકોને દેખાડવા માટે ખર્ચ કરે છે અને ન અલ્લાહ ઉપર ઈમાન ધરાવે છે, ન

આખિરત (પરલોક) ઉપર. તેના ખર્ચનું ઉદાહરણ એવું છે, જાણે એક ખડક હતો, જેના ઉપર માટીનું પડ જામેલું હતું. તેના ઉપર જ્યારે ભારે વરસાદ વરસ્યો, તો બધી માટી વહી ગઈ અને કોરો ખડકનો ખડક રહી ગયો. આવા લોકો પોતે દાન કરીને જે પુણ્ય કમાય છે, તેનાથી તેમના હાથમાં કંઈ પણ આવતું નથી, અને કાફિરો (ઇન્કાર કરનારાઓ)ને સીધો માર્ગ દેખાડવો એ અલ્લાહની રીત નથી.

૨૬૫. તેનાથી વિપરિત જે લોકો પોતાનું ધન માત્ર અલ્લાહની પ્રસન્નતા માટે હૃદયપૂર્વક અને હૃદયની પૂરેપૂરી દૃઢતાના સાથે ખર્ચ કરે છે, તેમના ખર્ચનું ઉદાહરણ એવું છે, જાણે કોઈ ઊંચા પ્રદેશમાં એક બગીચો હોય. જો વરસાદ જોરદાર વરસે તો બમણા ફળ આપે, અને જો વરસાદ જોરદાર ન પણ વરસે તો એક હળવો વરસાદ જ તેના માટે પૂરતો થઈ રહે. તમે જે કંઈ કરો છો, બધુ જ અલ્લાહની નજરમાં છે.

૨૬૬. શું તમારામાંથી કોઈ તે પસંદ કરે છે કે તેના પાસે એક લીલોછમ બગીચો હોય, નહેરોથી સિંચીત, ખજૂર અને દ્રાક્ષ અને દરેક પ્રકારના ફળોથી લદાયેલ, અને તે બરાબર એ જ સમયે એક તીવ્ર આગ સાથેના વાવંટોળની લપેટમાં બળી જાય, જ્યારે તે પોતે વૃદ્ધ હોય અને તેના નાના બાળકો હજુ કોઈ કામ કરવા માટે લાયક ન હોય ? આવી રીતે અલ્લાહ પોતાની વાતો તમારા સમક્ષ વર્ણવે છે. કદાચ તમે વિચાર કરો.(રુકૂઅ-૩૬)

૨૬૭. હે લોકો જેઓ ઈમાન લાવ્યા છો ! જે ધન તમે કમાવ્યું છે અને જે કંઈ અમે ધરતીમાંથી તમારા માટે કાઢ્યું છે, તેમાંથી શ્રેષ્ઠ ભાગ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરો. એવું ન થાય કે તેના માર્ગમાં આપવા માટે ખરાબમાં ખરાબ વસ્તુ છાંટવાની કોશિશ કરવા લાગો, જો કે તે જ વસ્તુ જો કોઈ તમને આપે, તો તમે તેને લેવાનું કદાપિ પસંદ નહીં કરો, સિવાય કે તેનો સ્વીકાર કરતી વખતે તમે આંખમિંચામણા કરી લો. તમારે જાણી લેવું જોઈએ કે અલ્લાહ બેનિયાઝ (નિસ્પૃહ, તમામ જરૂરતોથી મુક્ત) છે અને શ્રેષ્ઠ ગુણોથી વિભૂષિત છે.

૨૬૮. શૈતાન તમને ગરીબીથી ડરાવે છે અને શરમજનક વર્તન અપનાવવા માટે પ્રેરે છે, પરંતુ અલ્લાહ તમને પોતાની ક્ષમા અને કૃપાની આશા આપે છે. અલ્લાહ મોટો ઉદાર અને સર્વજ્ઞ છે.



૨૬૯. જેને ચાહે છે હિકમત (તત્ત્વદર્શિતા) પ્રદાન કરે છે અને જેને 'હિકમત' મળી, તેને હકીકતમાં મોટી દોલત મળી ગઈ. આ વાતો ઉપરથી માત્ર તે જ લોકો બોધપાઠ ગ્રહણ કરે છે, જેઓ બુદ્ધિશાળી છે.

૨૭૦. તમે જે કંઈ પણ ખર્ચ કર્યો હોય અને જે નજૂર (માનતા) પણ માની હોય, અલ્લાહ તેને જાણે છે, અને જાલિમોનો કોઈ મદદગાર નથી.

૨૭૧. જો તમારા દાન જાહેરમાં આપો, તો આ પણ સારૂં છે, પરંતુ જો છૂપાવીને જરૂરતમંદોને આપો, તો તે તમારા માટે વધુ સારૂં છે, તમારી ઘણી બૂરાઈઓ આ રીતે દૂર થઈ જાય છે અને જે કંઈ તમે કરો છો, અલ્લાહને વાસ્તવમાં તેની જાણ છે.

૨૭૨. હે નબી ! લોકોને માર્ગદર્શન પ્રદાન કરવાની જવાબદારી તમારા ઉપર નથી. માર્ગદર્શન તો અલ્લાહ જ જેને ચાહે છે, પ્રદાન કરે છે અને ભલાઈના કાર્યોમાં જે ધન તમે ખર્ચ કરો છો તે તમારા પોતાના માટે સારૂં છે. છેવટે તમે એટલા જ માટે તો ખર્ચ કરો છો કે અલ્લાહની પ્રસન્નતા પ્રાપ્ત થાય, તો જે કંઈ ધન તમે ભલાઈના કાર્યોમાં ખર્ચ કરશો, તેનો પૂરેપૂરો બદલો તમને આપવામાં આવશે અને તમને તમારા હક્કથી કદાપિ વંચિત રાખવામાં નહીં આવે.

૨૭૩. વિશેષ રૂપે મદદના હક્કદાર તે નિર્ધન લોકો છે, જેઓ અલ્લાહના માર્ગમાં એવા ઘેરાઈ ગયા છે કે સ્વયં પોતાના રોજગાર માટે ધરતી ઉપર કોઈ દોડધામ કરી શકતા નથી. તેમનું સ્વાભિમાનને જોઈને અજાણી વ્યક્તિ વિચાર કરે છે કે તેઓ સુખ-સંપન્ન છે. તમે તેમના ચહેરા ઉપરથી તેમની આંતરિક સ્થિતિ ઓળખી શકો છો. પરંતુ તેઓ એવા લોકો નથી કે લોકોના પાછળ પડી જઈ કંઈક માગે. તેમની સહાયતા માટે તમે જે કંઈ ધન ખર્ચ કરશો તે અલ્લાહથી છૂપું રહેશે નહીં. (રુકૂઅ-૩૭)

૨૭૪. જે લોકો પોતાનું ધન રાત-દિવસ જાહેરમાં અને છૂપી રીતે ખર્ચ કરે છે, તેમનો બદલો તેમના માલિક અને પાલનહાર (રબ)ના પાસે છે અને તેમના માટે કોઈ ભય અને દુઃખની શકયતા નથી.

૨૭૫. પરંતુ જે લોકો વ્યાજ ખાય છે, તેમની સ્થિતિ તે વ્યક્તિ જેવી

હોય છે, જેને શેતાને સ્પર્શ કરીને પાગલ કરી દીધી હોય. અને આ સ્થિતિમાં તેમના ફસાઇ જવાનું કારણ એ છે કે તેઓ કહે છે, ''વેપાર પણ છેવટે તો વ્યાજ જેવી જ વસ્તુ છે,'' જો કે અલ્લાહે વેપારને હલાલ (વૈધ) કરેલ છે અને વ્યાજને હરામ (અવૈધ). તેથી જે વ્યક્તિને તેના રબ તરફથી આ ઉપદેશ પહોંચે અને ભવિષ્યમાં તે વ્યાજખોરીથી દૂર રહે, તો જે કંઈ તે પહેલા ખાઈ ચૂક્યો, તે ખાઈ ચૂક્યો, તેનો મામલો અલ્લાહને હવાલે છે. અને જે આ આદેશ પછી ફરી આ જ કૃત્યનું પુનરાવર્તન કરે, તે જહન્નમી છે, જ્યાં તે હંમેશા રહેશે.

૨૭૬. અલ્લાહ વ્યાજને તમામ બરકતો (વૃદ્ધિ, ઉન્નતિ અને સમૃદ્ધિ) થી વંચિત કરે છે અને દાનને વૃદ્ધિ આપે છે, અને અલ્લાહ કોઈ અપકારી અને દુરાચારી વ્યક્તિને પસંદ કરતો નથી.

૨૭૭. હા, જે લોકો ઈમાન લઈ આવે અને સદ્કાર્યો કરે અને નમાઝ કાયમ કરે અને ઝકાત આપે, તેમનો બદલો નિઃસંદેહ તેમના રબ પાસે છે અને તેમના માટે કોઈ ભય અને દુઃખની શકયતા નથી.

૨૭૮. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહથી ડરો અને જે કંઈ તમારૂં વ્યાજ લોકો પાસે બાકી રહી ગયું છે તેને જતું કરો, જો તમે સાચે જ ઈમાન લાવ્યા છો.

૨૭૯. પરંતુ જો તમે આમ ન કર્યું, તો તમને ચેતવણી આપવામાં આવે છે કે અલ્લાહ અને તેના રસૂલ તરફથી તમારા સામે યુદ્ધનું એલાન છે. હજુ પણ તૌબા (ક્ષમા અને પશ્ચાતાપ) કરી લો (અને વ્યાજને જતું કરો) તો તમારૂં મુદ્દલ (મૂળ ધન) લેવા માટે તમે હક્કદાર છો. ન તમે અત્યાચાર કરો, ન તમારા ઉપર અત્યાચાર કરવામાં આવે.

૨૮૦. તમારો દેવાદાર તંગીમાં હોય, તો તેનો હાથ છૂટો થાય ત્યાં સુધી તેને મહેતલ આપો, અને દાન કરી દો, તો તે તમારા માટે વધુ સારૂં છે, જો તમે સમજો.

૨૮૧. તે દિવસની ફજેતી અને મુસીબતથી બચો જયારે તમે અલ્લાહ તરફ પાછા ફરશો, ત્યાં દરેક વ્યક્તિને તેણે કમાયેલા સત્કર્મો કે દુષ્કર્મોનો પૂરેપૂરો બદલો મળી જશે અને કોઈના ઉપર કદાપિ અન્યાય નહીં થાય. (રુકૂઅ-૩૮)

૨૮૨. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જયારે કોઈ નક્કી કરેલી



મુદ્દત માટે તમે એક-બીજા સાથે કરજની લેવડ-દેવડ કરો, તો તેને લખી લો. બંને પક્ષો વચ્ચે ન્યાયપૂર્વક એક વ્યક્તિ દસ્તાવેજ લખી આપે. જેને અલ્લાહે લખવા-વાંચવાની કાબેલિયત પ્રદાન કરી હોય, તેણે લખવાનો ઇન્કાર ન કરવો જોઈએ. તે લખે અને લખાવે તે વ્યકિત જેના ઉપર તેનો હક્ક બને છે (અર્થાત્ કરજદાર), અને તેણે અલ્લાહ, પોતાના રબથી ડરવું જોઈએ કે જે મામલો નક્કી થયો હોય તેમાં કોઈ વધારો-ઘટાડો ન કરે. પરંતુ જો કરજ લેનાર પોતે ઓછી સમજવાળો અથવા કમજોર હોય, અથવા લખાવી શકતો ન હોય, તો તેનો સંરક્ષક ન્યાયપૂર્વક લખાવે. પછી પોતાના પુરુષો પૈકી બે પુરુષોની આના ઉપર સાક્ષી લઈ લો. જો બે પુરુષો ન હોય તો એક પુરુષ અને બે સ્ત્રીઓ હોય, જેથી એક ભૂલી જાય તો બીજી તેને યાદ દેવડાવી દે. આ સાક્ષીઓ એવા લોકોમાંથી હોવા જોઈએ જેમની સાક્ષી તમારા વચ્ચે સ્વીકાર્ય હોય. સાક્ષીઓને જ્યારે સાક્ષી થવા માટે કહેવામાં આવે, તો તેમણે ના ન પાડવી જોઈએ. વ્યવહાર ચાહે નાનો હોય કે મોટો, મુદ્દત ઠરાવીને તેનો દસ્તાવેજ લખાવી લેવામાં આળસ ન કરો. અલ્લાહના નજીક આ પદ્ધતિ તમારા માટે વધુ ન્યાયસંગત છે, આનાથી સાક્ષી સાબિત કરવામાં વધુ સુવિધા થાય છે, અને તમારા શક અને સંદેહમાં પડવાની શક્યતા ઓછામાં ઓછી રહી જાય છે. હા, જે કારોબારી લેવડ-દેવડ હાથો-હાથ તમે લોકો એક-બીજા સાથે કરો છો, તેને ન લખવામાં આવે તો કોઈ દોષ નથી, પરંતુ વેપારી સોદા નક્કી કરતી વખતે સાક્ષી કરી લો. લખનાર અને સાક્ષીને સતાવવામાં ન આવે. આવું કરશો, તો ગુનો કરશો. અલ્લાહના પ્રકોપથી બચો. તે તમને સાચી કાર્ય-પદ્ધતિનું શિક્ષણ આપે છે અને તેને દરેક વસ્તુનુ જ્ઞાન છે.

૨૮૩. જો તમે મુસાફરીમાં હોવ અને દસ્તાવેજ લખવા માટે કોઈ લખનાર ન મળે, તો (વસ્તુ) ગીરો રાખી વ્યવહાર કરો. જો તમારામાંથી કોઈ વ્યક્તિ બીજા ઉપર ભરોસો રાખીને તેના સાથે કોઈ વ્યવહાર કરે, તો જેના ઉપર ભરોસો કરવામાં આવ્યો છે, તેને જોઈએ કે તે અમાનત અદા કરી દે અને પોતાના પાલનહાર

અલ્લાહથી ડરે. અને સાક્ષી કદાપિ ન છૂપાવો. જે સાક્ષી છૂપાવે છે, તેનું હૃદય ગુનાથી લથપથ છે અને અલ્લાહ તમારા કાર્યોથી અજાણ નથી. (રુકૂઅ-૩૯)

૨૮૪. આકાશો અને ધરતીમાં જે કંઈ છે, બધું અલ્લાહનું છે. તમે પોતાના હૃદયની વાતો ચાહે જાહેર કરો, ચાહે છૂપાવો, અલ્લાહ ચોક્કસપણે તેનો હિસાબ તમારા પાસેથી લઈ લેશે. પછી તેને અધિકાર છે, જેને ચાહે માફ કરી દે અને જેને ચાહે સજા આપે. તેને દરેક વસ્તુ ઉપર સામર્થ્ય પ્રાપ્ત છે.

૨૮૫. રસૂલ (ઈશદૂત) તે માર્ગદર્શન ઉપર ઈમાન લાવ્યો છે જે તેના રબ તરફથી તેના ઉપર અવતરિત થયુ છે અને જે લોકો આ રસૂલના માનવાવાળા છે, તેમણે પણ તે માર્ગદર્શનને હૃદયપૂર્વક સ્વીકારી લીધું છે. આ સૌ અલ્લાહ અને તેના ફરિશ્તાઓ અને તેના ગ્રંથો અને તેના રસૂલોને માને છે અને તેઓ એમ કહે છે કે ''અમે અલ્લાહના રસૂલોને એક-બીજાથી અલગ કરતા નથી, અમે આદેશ સાંભળ્યો અને આજ્ઞાપાલન કર્યુ. માલિક ! અમે તારા પાસે ગુનાહોની ક્ષમા-યાચના કરીએ છીએ અને અમારે તારા જ તરફ પાછા ફરવાનું છે.''

૨૮૬. અલ્લાહ કોઈ પણ વ્યક્તિ ઉપર તેની શક્તિથી વધુ જવાબદારીનો બોજ નાખતો નથી. દરેક વ્યક્તિએ જે સત્કર્મો કમાવ્યા છે, તેનું ફળ તેના માટે જ છે અને જે દુષ્કર્મો સમેટ્યા છે, તેની મુસીબત અને જંજાળ પણ તેના જ ઉપર છે. (ઈમાન લાવનારાઓ ! તમે આવી રીતે પ્રાર્થના કરો) હે અમારા રબ ! અમારાથી ભૂલે-ચૂકે જે કસૂર થાય તો તે માટે પકડ ન કર. માલિક ! અમારા ઉપર તે બોજ ન નાખ, જે તેં અમારા અગાઉના લોકો ઉપર નાખ્યા હતા. પાલનહાર ! જે બોજ ઉપાડવાની શક્તિ અમારામાં નથી, તે અમારા ઉપર ન મૂક. અમારા સાથે નરમાશ રાખ, અમાને ક્ષમા કરી દે, અમારા ઉપર દયા કર, તું અમારો માલિક છે, કાફિરો (ઇનકાર કરનારાઓ)ના મુકાબલામાં અમારી મદદ કર. (રુકૂઅ-૪૦)



# (૩) આલે ઈમરાન

## પરિચય

**નામ :**

આ સૂરઃમાં એક સ્થળે 'આલે ઈમરાન' (ઈમરાનના ઘરવાળા)નો ઉલ્લેખ આવ્યો છે. આને જ પ્રતીક તરીકે આ સૂરઃનું નામ રાખવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃમાં ચાર પ્રવચનોનો સમાવેશ થાય છે. પ્રથમ ભાગ સૂરઃના પ્રારંભથી આયત-૩૨ સુધી છે. જેનુ ઉતરાણ બદ્રના યુદ્ધ પછી થયુ હતુ. બીજું પ્રવચન આયત-૩૩થી શરૂ થઈ આયત-૬૩ ઉપર પૂરું થાય છે. જેનું ઉતરાણ હિજરી સન નવમાં નજરાનથી ખ્રિસ્તીઓનુ પ્રતિનિધિમંડળ હઝરત મુહમ્મદ (સલ્લ.)ને મળવા આવ્યું ત્યારે થયું હતું. ત્રીજું પ્રવચન આયત-૬૪ થી શરૂ થાય છે, અને આયત-૧૨૦ સુધી ચાલે છે. ચોથુ પ્રવચન આયત-૧૨૧ થી શરૂ થઈને સૂરાના અંત સુધી ચાલે છે જેનું ઉતરાણ ઉહદના ઐતિહાસિક યુદ્ધ પછી થયું હતું.

**સંબોધન અને વિષયો :**

સૂરઃના આ ચાર પ્રવચનોનું ઉતરાણ આમ તો જુદા-જુદા તબક્કે અને વિભિન્ન પ્રસંગોએ થયુ હતુ. પરંતુ વિષયના હેતુ અને મધ્યવર્તી વિચારના સાતત્યની દૃષ્ટિએ આ ચારે ભાગો એકબીજા સાથે એટલા તો ગાઢ રીતે સંકળાયેલા છે કે તે ચારેય સાથે મળીને એક સળંગ વિષય બની જાય છે.

સૂરઃના પ્રવચનો ખાસ કરીને બે જૂથોને સંબોધીને કરવામાં આવ્યા છે. એક છે અહલે કિતાબ (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ)નુ જૂથ અને બીજું હઝરત મુહમ્મદ (સલ્લ.) ઉપર ઈમાન લાવનારાઓનું જૂથ. પહેલા જૂથને ઇસ્લામ-સ્વીકાર માટે આમંત્રણ આપવાની જે શૈલી સૂરઃ બકરહમાં અપનાવવામાં આવી હતી, તે જ અહીં પણ અપનાવવામાં આવી છે.

બીજા જૂથને એટલે કે સૂરઃ બકરહમાં જેને શ્રેષ્ઠ ઉમ્મત તરીકે બિરદાવીને દુનિયાની સુધારણાની જવાબદારી સોંપવામાં આવી હતી તે સત્યના ઝંડાધારી મુસ્લિમ સમાજને તે જ લક્ષ્યની સિદ્ધિ અર્થે આ સૂરઃમાં કેટલીક વધુ માર્ગદર્શક સૂચનાઓ આપવામાં આવી છે. આ સૂરઃમાં પ્રથમ તો મુસ્લિમોને તેમના અગાઉ થઈ ગયેલી ઉમ્મતો (સમુદાયો)ની સામાજિક, ધાર્મિક અને નૈતિક પતન ઉપરથી બોધપાઠ લેવાની શીખ આપવામાં આવી છે અને તે સાથે તેમના પગલે નહીં ચાલવાની ચેતવણી પણ ઉચ્ચારવામાં આવી છે. સમાજના પરિવર્તનનું જે કાર્ય મુસ્લિમોએ કરવાનું હતું તેનું દિશાસૂચન પણ આ સૂરઃમાં આપવામાં આવ્યું છે.

**પશ્ચાદ્ભૂમિ :**

સૂરઃના ઉતરાણ સમયની ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ આ પ્રમાણે છે :

(૧) ઈમાન લાવનારાઓને ભવિષ્યમાં કેવી મુશ્કેલીઓનો સામનો કરવો પડશે અને કેવી કસોટીમાંથી પસાર થવું પડશે તેની પૂર્વચેતવણી સૂરઃ

બકરહમાં આપવામાં આવી હતી. આલે ઈમરાનના ઉતરાણ સમયે મુસ્લિમ સમાજ એવા જ કપરા કાળમાંથી પસાર થઈ રહ્યો હતો. બદ્રના યુદ્ધમાં મુસલમાનોને ઝળહળતો અને નિર્ણાયક વિજય તો મળ્યો હતો, પરંતુ મધપૂડા ઉપર પથ્થર ફેંકવાથી જે પરિસ્થિતિ સર્જાય તેવી સ્થિતિ તે વિજયે સર્જી હતી. મુસલમાનોના વિજયે સમગ્ર આરબ પ્રદેશમાં ખળભળાટ મચાવી દીધો હતો. ઈસ્લામ-દુશ્મન લોકોના અજંપાએ સર્વત્ર અશાંતિનું વાતાવરણ સર્જી દીધું હતું અને મુસલમાનો સતત અશાંતિ અને ભયગ્રસ્ત અવસ્થામાં મૂકાઈ ગયા હતા.

(૨) મદીના આસપાસના ગ્રામ્ય વિસ્તારોમાં વસતા યહૂદી કબીલાઓ પણ મુસલમાનો માટે કોયડો બની ગયા હતા. મદીનામાં મુસ્લિમ રાજ્યની સ્થાપના પછી થોડા સમયમાં નબી (સલ્લ.)એ તે યહૂદી કબીલાઓ સાથે સંધિઓ કરી હતી. એ સંધિની જોગવાઈઓ અનુસાર અને એમના અહલે કિતાબ હોવા સંબંધે કટોકટીના સમયે તેમની સહાનુભૂતિ મુસલમાનોને મળવી જોઈતી હતી, પરંતુ બદ્રના યુદ્ધ સમયે તે મુસલમાનોના દુશ્મનને મળી. મદીનાવાસીઓ સાથેના સદીઓ જૂના મૈત્રીપૂર્ણ સંબંધોની મર્યાદા પણ તેમણે ન રાખી. બલ્કે મુસલમાનો સાથે કરવામાં આવેલી સંધિઓની પણ દરકાર ન કરી. તેમની શરારતોએ હદ વટાવતા તેમના પૈકી સૌથી વધુ શરારતખોર ટોળી બની કયનૂકાને નબી (સલ્લ.)એ હુમલો કરીને મદીનાના આસપાસના વિસ્તારથી દૂર ભગાડી મૂકી. આનાથી અન્ય યહૂદી કબીલાઓ વધુ રોષે ભરાયા અને વેરની વસૂલાત અર્થે તેમણે એક તરફ મદીનાના મુનાફિકો અને બીજી બાજુ હિજાઝ (અરબ પ્રદેશ)ના મુશ્રિકો સાથે સંતલસ કરીને મુસ્લિમ સમાજ માટે અનેક સંકટો ઊભા કરી દીધા.

(૩) બદ્રના યુદ્ધ પછી પરાજિત મક્કાવાસીઓ વેરના અગ્નિમાં સળગી રહ્યા હતા. એમાં વળી યહૂદીઓની શરારતી પ્રવૃત્તિઓ બળતામાં ઘી હોમવાનું કામ કરતી હતી. આ બધાનું સંયુક્ત પરિણામ એ આવ્યું કે મક્કાવાસીઓ ફરીથી યુદ્ધની તૈયારી કરવા લાગ્યા. બદ્રના જંગમાં હાર્યાને હજુ એક વર્ષ પણ પૂરૂં થયું ન હતું ત્યાં તો ફરીથી તેમના ૩૦૦૦ સશસ્ત્ર સૈનિકો મદીના તરફ કૂચ કરી ગયા. મદીનાથી થોડે જ દૂર ઉહદ પહાડની તળેટીમાં આ યુદ્ધ થયું હોવાથી ઇતિહાસમાં તે 'જંગે ઉહદ' તરીકે ઓળખાય છે.

(૪) ઉહદના યુદ્ધમાં મુસલમાનોની હાર થઈ તેમાં દંભીઓનો મોટો ફાળો હતો. પરંતુ મુસ્લિમ સમાજની પોતાની નબળાઈઓનો હિસ્સો પણ નાનો ન હતો. એટલે જરૂરી હતું કે મુસલમાનો પોતાની તે ત્રુટિઓને સમયસર પારખીને તેનો ઈલાજ કરે. તે દૃષ્ટિએ ઉહદના યુદ્ધના પરિણામોનું તલસ્પર્શી અવલોકન જરૂરી હતું. જેમાં ઇસ્લામી દૃષ્ટિકોણથી જે નબળાઈઓ મુસલમાનોમાં જોવા મળી હતી તે દરેકનો અંગૂલીનિર્દેશ કરીને તેની સુધારણાના આદેશો આપવામાં આવે. આ સબંધે ધ્યાનમાં રહે કે જગતના સેના-નાયકો પોતાના યુદ્ધો પછી જેવી સમીક્ષા કરે છે તેનાથી કુર્આનની આ યુદ્ધ ઉપર કુર્આનની સમીક્ષા ભિન્ન છે. ●



# (૩) સૂર : આલે ઈમરાન

(મદીનામાં અવતરિત થઈ — રુકૂઅ : ૨૦ — આયતો : ૨૦૦)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અલિફ-લામ-મીમ.

૨. અલ્લાહ, તે શાશ્વત હયાત હસ્તી, જે સૃષ્ટિની વ્યવસ્થાને સંભાળી રહી છે, હકીકતમાં તેના સિવાય કોઈ ખુદા નથી.

૩-૪. હે નબી ! તેણે તમારા ઉપર આ ગ્રંથ અવતરિત કર્યો, જે સત્ય લઈને આવ્યો છે અને તે ગ્રંથોનું સમર્થન કરી રહ્યો છે જે પહેલાથી ઉતરેલા હતા. આના પહેલાં તે માનવ-જાતના માર્ગદર્શન માટે તૌરાત અને ઈંજીલ અવતરિત કરી ચૂક્યો છે, અને તેણે તે કસોટી ઉતારી છે (જે સત્ય-અસત્યનો ભેદ દર્શાવનારી છે). હવે જે લોકો અલ્લાહના આદેશોને માનવાનો ઈન્કાર કરે, તેમને ચોક્કસપણે કઠોર સજા મળશે. અલ્લાહ અસીમ શક્તિનો માલિક અને બૂરાઈનો બદલો આપનાર છે.

૫. ધરતી અને આકાશની કોઈ પણ વસ્તુ અલ્લાહથી છૂપી નથી,

૬. તે જ તો છે જે તમારી માતાઓની કૂખમાં તમારા રૂપ જેવા ચાહે છે, બનાવે છે. તે પ્રભુત્વશાળી તત્ત્વદર્શી સિવાય કોઈ બીજો ખુદા નથી.

૭. હે નબી ! તે જ ખુદા છે, જેણે આ ગ્રંથ તમારા ઉપર અવતરિત કર્યો છે. આ ગ્રંથમાં બે પ્રકારની આયતો છે : એક મુહકમાત*, જે ગ્રંથની અસલ બુનિયાદ છે અને બીજી મુતશાબિહાત* જેમના હૃદયમાં વક્રતા છે, તેઓ ફિત્ના (ઉપદ્રવ)ની શોધમાં હંમેશાં 'મુતશાબિહાત'ની પાછળ લાગેલા રહે છે અને તેમનું (મનમાન્યું) અર્થઘટન કરવાના પ્રયત્નો કર્યા કરે છે, જો કે તેમના સાચા અર્થ અલ્લાહ સિવાય કોઈ જાણતું નથી. તેનાથી વિપરીત, જે લોકો જ્ઞાનમાં પરિપક્વ છે, તેઓ કહે છે કે 'અમારૂં તેમના ઉપર ઈમાન છે, આ બધું અમારા રબ (માલિક) તરફથી જ છે, અને સાચું એ છે કે કોઈ વસ્તુમાંથી સાચો બોધ કેવળ સમજુ (માણસો) જ પ્રાપ્ત કરે છે.

૮. તેઓ અલ્લાહ પાસે પ્રાર્થના કરતા રહે છે કે, ''પાલનહાર ! જ્યારે તું અમને સીધા માર્ગે લગાવી ચૂક્યો છે, તો પછી અમારા હૃદયોને વિકૃતિમાં ન નાખી દેજે, અમને પોતાના પાસેથી દયા પ્રદાન કર, કારણ કે તું જ સાચો દાતા છે.

* 'મુહકમાત' અર્થાત્ અટલ, Basic or Fundamental અર્થાત્ એવી આયતો જેની ભાષા તદ્દન સ્પષ્ટ છે, જેનો અર્થ અને ભાવ નિશ્ચિત કરવામાં કોઈ સંદેહને અવકાશ નથી, જેના શબ્દોનો અર્થ સ્પષ્ટ હોય છે.

* 'મુતશાબિહાત' અર્થાત્ Allegorical-રૂપકાત્મક, દૃષ્ટાંતાત્મક, સૂચક કે ગર્ભિત અર્થમાં વપરાયેલ, Figurative-લાક્ષણિક, જેમાં ઉપમેયને ઉપમાન સાથે તદ્રુપ બતાવીને વર્ણન કરેલ હોય તે, Metaphorical-અર્થાલંકારિક, અર્થાત્ જેના અર્થ અને ભાવને નિશ્ચિત કરવામાં શંકા અને સંદેહને અવકાશ રહે છે.

૯. પાલનહાર ! તું ચોક્કસપણે બધા લોકોને એક દિવસ એકઠાં કરવાનો છે, જેના આવવામાં કોઈ શંકા નથી. તું કદાપિ તારા વચનથી ફરી જનારો નથી.'' (રુકૂઅ-૧)

૧૦. જે લોકોએ કુફ્ર (ઇન્કાર)નું વલણ અપનાવ્યું છે, તેમને અલ્લાહના મુકાબલામાં ન તો તેમનું ધન કોઈ કામ આપશે, ન સંતાન. તેઓ દોજખનું ઈંધણ બનીને રહેશે.

૧૧. તેમનું પરિણામ એવું જ હશે, જેવું ફિરઔનના સાથીઓ અને તેમના પહેલાંના અવજ્ઞાકારીઓનો થઈ ચૂક્યો છે, કારણ કે તેમણે અલ્લાહની આયતો (નિશાનીઓ)ને ખોટી ઠેરવી હતી. પરિણામ એ આવ્યું કે અલ્લાહે તેમના ગુનાઓ માટે તેમને પકડી લીધા અને સાચું એ છે કે અલ્લાહ સખત સજા આપનાર છે.

૧૨ તેથી હે નબી ! જે લોકોએ તમારા આમંત્રણને સ્વીકારવાનો ઈન્કાર કરી દીધો છે, તેમને કહી દો કે તે સમય નજીક છે, જ્યારે તમે પરાજિત થશો અને જહન્નમ તરફ ધકેલવામાં આવશો. અને જહન્નમ અત્યંત ખરાબ ઠેકાણું છે.

૧૩. તમારા માટે તે બે જૂથોમાં એક બોધપાઠની નિશાની હતી, જેઓએ (બદ્રમાં) એક-બીજાથી યુદ્ધ કર્યું. એક જૂથ અલ્લાહના માર્ગમાં લડી રહ્યું હતું અને બીજું જૂથ કાફિર (અધર્મી) હતું. જોવાવાળા પોતાના માથાની આંખોથી જોઈ રહ્યાં હતા કે કાફિર જૂથ ઈમાનવાળાઓના જૂથથી બમણું છે. પરંતુ (પરિણામે સાબિત કરી દીધું કે) અલ્લાહ પોતાના વિજય અને સહાયતા વડે જેને ચાહે છે, મદદ કરે છે. આંખો ખૂલ્લી રાખનારાઓ માટે તેમા મોટો બોધપાઠ છૂપાયેલો છે.

૧૪. લોકો માટે મનગમતી વસ્તુઓ — સ્ત્રીઓ, બાળકો, સોના-ચાંદીના ઢગલા, ચુનંદા ઘોડા, ચોપગાં પશુઓ અને ખેડાઉ જમીનો ઘણી લોભામણી બનાવી દેવામાં આવી છે, પરંતુ આ બધી વસ્તુઓ દુનિયાની થોડા દિવસની જિંદગીનો સામાન છે. હકીકતમાં જે વધુ સારૂં ઠેકાણું છે, તે તો અલ્લાહ પાસે છે.

૧૫. કહો, 'હું તમને બતાવું કે આનાથી વધુ સારી વસ્તુ કઈ છે ? જે લોકો તકવા (ઈશભય અને સંયમ)નો વ્યવહાર અપનાવે તેમના માટે તેમના રબના પાસે બાગ છે, જેની નીચે નહેરો વહેતી હશે, જ્યાં તેમને શાશ્વત જીવન પ્રાપ્ત થશે, પવિત્ર પત્નીઓ તેમની સંગિની હશે અને અલ્લાહની પ્રસન્નતા તેમને પ્રાપ્ત થશે. અલ્લાહ પોતાના બંદાઓના આચરણ ઉપર ઊંડી નજર રાખે છે.



૧૬. આ તે લોકો છે જેઓ કહે છે કે, ''માલિક, અમે ઈમાન લાવ્યા, અમારા ગુના માફ કર અને અમને જહન્નમની આગથી બચાવી લે.''

૧૭. આ લોકો ધૈર્યવાન, સત્યનિષ્ઠ, આજ્ઞાંકિત અને દાનેશ્વરી છે અને રાત્રિના અંતિમ પહોરમાં અલ્લાહ પાસે મગફિરત (ક્ષમા અને મુક્તિ) માટે દુઆઓ માગ્યા કરે છે.

૧૮. અલ્લાહે પોતે આ વાતની સાક્ષી આપી છે કે તેના સિવાય કોઈ ખુદા નથી અને ફરિશ્તાઓ અને સૌ જ્ઞાન ધરાવનારાઓ પણ સચ્ચાઈ અને ન્યાયપૂર્વક તેના ઉપર સાક્ષી છે કે તે વર્ચસ્વશાળી તત્વદર્શી સિવાય વાસ્તવમાં કોઈ ખુદા નથી.

૧૯. અલ્લાહના નજીક દીન (ધર્મ) માત્ર ઈસ્લામ જ છે. આ દીન (ધર્મ)થી વિચલિત થઈ જે વિવિધ પદ્ધતિઓ તે લોકોએ અપનાવી, જેમને ગ્રંથ આપવામાં આવ્યો હતો. તેમના આ વર્તન માટેનું કારણ માત્ર તે જ હતું કે તેમણે જ્ઞાન પ્રાપ્ત થઈ ગયા પછી પરસ્પર એક-બીજા ઉપર અત્યાચાર કરવા માટે આવું કર્યું અને જે કોઈ અલ્લાહના આદેશો અને માર્ગદર્શનનું પાલન કરવાનો ઈન્કાર કરી દે, અલ્લાહને તેના પાસેથી હિસાબ લેતાં વાર લાગતી નથી.

૨૦. હવે જો હે નબી ! આ લોકો તમારા સાથે વાદ-વિવાદ કરે, તો તેમને કહો, ''મેં અને મારા અનુયાયીઓએ તો અલ્લાહ સમક્ષ માથું ઝૂકાવી દીધું છે'', પછી ગ્રંથવાળા અને જેમના પાસે ગ્રંથ નથી બંનેને પૂછો, ''શું તમે પણ તેનું આજ્ઞાપાલન અને બંદગી સ્વીકારી ?'' જો સ્વીકારી, તો તેઓ સાચો માર્ગ પામી ગયા, અને જો તેનાથી વિમુખ થયા તો તમારા ઉપર માત્ર સંદેશો પહોંચાડી દેવાની જવાબદારી હતી. આગળ અલ્લાહ પોતે પોતાના બંદાઓના મામલાઓ જોવાવાળો છે. (રુકૂઅ-૨)

૨૧. જે લોકો અલ્લાહના આદેશો અને માર્ગદર્શનને માનવાનો ઈન્કાર કરે છે અને તેના પયગંબરોને નાહક કતલ કરે છે અને એવા લોકોના જીવ પાછળ પડી જાય છે, જેઓ ખુદાના સર્જનોમાંથી ન્યાય અને સત્યનો આદેશ આપવા માટે ઊઠે, તેમને પીડાકારી સજાની ખુશખબર સંભળાવી દો.

૨૨. આ તે લોકો છે જેમના કર્મ દુનિયા અને આખિરત (પરલોક) બંનેમાં વ્યર્થ થઈ ગયાં, અને તેમનો મદદગાર કોઈ નથી.

૨૩. તમે જોયુ નહીં કે જે લોકોને ગ્રંથના જ્ઞાનમાંથી કેટલોક ભાગ મળ્યો

છે, તેમની દશા શું છે? તેમને જ્યારે અલ્લાહના ગ્રંથ તરફ બોલાવવામાં આવે છે જેથી તેઓ તેમની વચ્ચે ફેંસલો કરે, તો તેમનામાંથી એક પક્ષ તેને ટાળે છે અને આ ફેંસલા તરફ આવવાથી મોઢું ફેરવી લે છે.

૨૪. તેમનું આવું વર્તન એ કારણે છે કે તેઓ કહે છે, ''જહન્નમની આગ તો અમને સ્પર્શ સુદ્ધાં નહીં કરે અને જો અમને જહન્નમની સજા મળશે તો પણ ફક્ત થોડા દિવસ જ.'' તેમણે ઉપજાવી કાઢેલી ધારણાઓએ તેમને પોતાના દીન (ધર્મ)ની બાબતમાં મોટા ભ્રમમાં નાખી રાખ્યા છે.

૨૫. પરંતુ શું વીતશે તેમના ઉપર જ્યારે અમે તેમને તે દિવસે એકત્ર કરીશું જેનું આવવું નિશ્ચિત છે ? તે દિવસે દરેક વ્યક્તિને તેની કમાણીનો પૂરેપૂરો બદલો આપી દેવામાં આવશે અને કોઈના ઉપર અત્યાચાર નહીં થાય.

૨૬. કહો, હે ખુદા ! રાજ્યના માલિક ! તું જેને ચાહે રાજ્ય-સત્તા આપે અને જેના પાસેથી ચાહે છીનવી લે, જેને ચાહે ઈજ્જત આપે અને જેને ચાહે અપમાનિત કરે. ભલાઈ તારા જ અધિકારમાં છે. નિઃસંદેહ તને દરેક વસ્તુ ઉપર સામર્થ્ય પ્રાપ્ત છે.

૨૭ રાતને દિવસમાં પરોવીને લઈ આવે છે અને દિવસને રાતમાં. નિર્જીવમાંથી સજીવને કાઢે છે અને સજીવમાંથી નિર્જીવને. અને જેને ચાહે છે, બેસુમાર રોજી આપે છે.

૨૮ ઈમાનવાળાઓ, ઈમાનવાળાઓને છોડીને કાફિરો (અધર્મીઓ)ને પોતાના મિત્ર અને સહાયક કદાપિ ન બનાવે. જે આવું કરશે, તેનો અલ્લાહથી કોઈ સંબંધ નથી. હા, તે માફ છે કે જો તમે તેમના અત્યાચારથી બચવા માટે દેખીતી રીતે, ઉપર-ઉપરથી આવું વર્તન કરો. પરંતુ અલ્લાહ તમને પોતાનાથી ડરાવે છે અને તમારે તેના તરફ પાછા જવાનું છે.

૨૯. હે નબી ! લોકોને ચેતવી દો કે તમારા હૃદયોમાં જે કંઈ છે, તેને તમે ચાહે છૂપાવો કે જાહેર કરો, અલ્લાહ દરેક હાલમાં તેને જાણે છે. ધરતી અને આકાશોની કોઈ વસ્તુ તેના જ્ઞાનની બહાર નથી અને તેનું પ્રભુત્વ દરેક વસ્તુ ઉપર છવાયેલું છે.

૩૦. તે દિવસ આવવાનો છે જ્યારે દરેક મનુષ્ય પોતાના કર્મોના ફળ



પોતાના સામે હાજર જોશે, ચાહે તેણે ભલાઈ કરી હોય કે બૂરાઈ. તે દિવસે મનુષ્ય અભિલાષા કરશે કે કદાચ ! હજુ આ દિવસ તેનાથી ઘણો દૂર હોત ! અલ્લાહ તમને પોતાનાથી ડરાવે છે, અને તે પોતાના બંદાઓનું ખૂબ ભલું ચાહનારો છે. (રુકૂઅ-૩)

૩૧. હે નબી ! લોકોને કહી દો, ''જો તમે ખરેખર અલ્લાહને પ્રેમ કરતા હોવ તો મારૂં અનુસરણ કરો, અલ્લાહ તમારા સાથે પ્રેમ કરશે અને તમારી ભૂલોને માફ કરી દેશે. તે મોટો ક્ષમા આપનાર અને દયાળુ છે.''

૩૨. તેમને કહો, ''અલ્લાહ અને રસૂલનું આજ્ઞાપાલન સ્વીકારી લો.'' પછી જો તેઓ તમારૂં આ આમંત્રણ ન સ્વીકારે તો ચોક્કસપણે તે સંભવ નથી કે અલ્લાહ એવા લોકોને પ્રેમ કરે, જેઓ તેનું અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરવાનો ઈન્કાર કરતા હોય.

૩૩. અલ્લાહે આદમ અને નૂહ અને ઈબ્રાહીમની સંતાન અને ઈમરાનની સંતાનને સમગ્ર દુનિયાના લોકો ઉપર પસંદગી આપીને (પોતાની રિસાલત—પયગંબરી માટે) ચૂંટી લીધા હતા.

૩૪. તેઓ એક સિલસિલાના લોકો હતા જેઓ એક-બીજાના વંશથી પેદા થયા હતા. અલ્લાહ બધું જ સાંભળે અને જાણે છે.

૩૫. (તે તે વખતે સાંભળી રહ્યો હતો) જ્યારે ઈમરાનની સ્ત્રી કહી રહી હતી કે, ''મારા પાલનહાર ! હું આ બાળકને, જે મારા ગર્ભમાં છે, તને અર્પણ કરૂં છું, તે તારા જ કામ માટે વકફ (સમર્પિત) હશે. મારી આ ભેટનો સ્વીકાર કર. તું સાંભળનાર અને જાણનાર છે.''

૩૬. પછી જ્યારે તે બાળકી તેને ત્યાં જન્મી તો તેણે કહ્યું, ''માલિક ! મારે ત્યાં તો પુત્રી જન્મી છે — જો કે જે કંઈ તેણે જણ્યું હતું, અલ્લાહને તેની ખબર હતી — અને પુત્ર પુત્રી જેવો હોતો નથી. ભલે, મેં તેનું નામ મરયમ રાખી દીધું છે અને હું તેને અને તેના પછી આગળના વંશને તિરસ્કૃત-ધુત્કારી દીધેલ શેતાનના ઉપદ્રવથી તારા શરણમાં આપું છું.''

૩૭. છેવટે તેના રબે આ બાળકીને સહર્ષ સ્વીકારી લીધી, તેને ખૂબ સારી છોકરી બનાવીને મોટી કરી, અને ઝકરિય્યાને તેનો પાલક-સંરક્ષક બનાવી દીધો. ઝકરિય્યા જ્યારે પણ તેના પાસે મેહરાબ (અંતરખંડ)માં જતો તો તેના પાસે કંઈ-ને-કંઈ ખાવા-પીવાની વસ્તુઓ જોતો. પૂછતો, ''મરયમ ! આ વસ્તુઓ તારા પાસે ક્યાંથી આવી ?'' તે જવાબ આપતી, ''અલ્લાહ પાસેથી આવી છે, અલ્લાહ જેને ચાહે છે, બેસુમાર રોજી આપે છે.''

૩૮. આ સ્થિતિ નિહાળી ઝકરિય્યાએ પોતાના રબને પોકાર્યો, ''પાલનહાર! પોતાના સામર્થ્યથી મને નેક (સુશીલ) સંતાન આપ. તું જ દુઆ સાંભળનાર છે.''

૩૯. જવાબમાં ફરિશ્તાઓએ સાદ પાડ્યો, જ્યારે તે મેહરાબમાં ઊભો રહી નમાઝ પઢી રહ્યો હતો, કે ''અલ્લાહ તને યાહ્યાની ખુશખબર સંભળાવે છે. તે અલ્લાહ તરફથી એક ફરમાન* નો સમર્થક બનીને આવશે. તેનામાં નેતૃત્વ અને મોટાઈની શાન હશે. ખૂબ જ આત્મસંયમી હશે. નબુવ્વત (ઈશદૂતત્વ)થી નવાજવાંમાં આવેલ હશે અને સદાચારીઓમાં ગણાશે.''

૪૦. ઝકરિય્યાએ કહ્યું, ''પાલનહાર ! મારે ત્યાં પુત્ર ક્યાંથી થશે વળી? હું તો ઘણો વૃદ્ધ થઈ ચૂકયો છું અને મારી પત્ની વાંઝણી છે.'' ઉત્તર મળ્યો, ''આવું જ થશે, અલ્લાહ જે ચાહે છે કરે છે.''

૪૧. નિવેદન કર્યું, ''માલિક ! પછી કોઈ નિશાની મારા માટે નક્કી કરી દે.'' કહ્યું, ''નિશાની એ છે કે તું ત્રણ દિવસ સુધી લોકો સાથે સંકેત સિવાય કોઈ વાતચીત નહીં કરે (અથવા નહીં કરી શકે). આ દરમ્યાન પોતાના રબ (માલિક)ને પુષ્કળ યાદ કરજે અને સવાર-સાંજ તેની તસ્બીહ (તેની પવિત્રતાનું રટણ અને તેના ગુણગાન) કરતો રહેજે. (રુકૂઅ-૪)

૪૨. પછી તે સમય આવ્યો જ્યારે મરયમને ફરિશ્તાઓએ આવીને કહ્યું, ''હે મરયમ ! અલ્લાહે તને પસંદ કરી લીધી અને પવિત્રતા પ્રદાન કરી અને દુનિયાની તમામ સ્ત્રીઓની સરખામણીમાં તને પ્રાધાન્યતા આપીને તેની સેવા માટે પસંદ કરી.

૪૩. હે મરયમ ! પોતાના રબની આજ્ઞાંકિત બનીને રહે, તેના સામે સિજદો કર (માથું ઝૂકાવી દે) અને જે બંદાઓ તેના સામે ઝૂકનારાઓ છે તેમના સાથે તું પણ ઝૂકી જા.''

૪૪. હે નબી ! આ અદૃશ્યની વાતો છે, જે અમે તમને વહી મારફતે બતાવી રહ્યા છીએ, નહીં તો તમે તે વખતે ત્યાં ઉપસ્થિત ન હતા, જ્યારે હૈકલ (ઉપાસના-ગૃહ)ના સેવકો એવો નિર્ણય કરવા માટે કે મરયમનો વાલી કોણ થાય, પોત-પોતાની કલમો ફેંકી રહ્યા હતા, અને ન તમે તે વખતે હાજર હતા જ્યારે તેમના વચ્ચે ઝઘડો થઈ રહ્યો હતો.

૪૫. અને જ્યારે ફરિશ્તાઓએ કહ્યું, ''હે મરયમ ! અલ્લાહ તને પોતાના એક ફરમાનની ખુશખબર આપે છે. તેનું નામ મસીહ ઈસા ઈબ્ને મરયમ (મરયમનો પુત્ર ઈસા મસીહ) હશે, આલોક (દુનિયા) અને પરલોક (આખિરત)માં સન્માનિત હશે, અલ્લાહના સમીપવર્તી બંદાઓમાં

* તાત્પર્ય હઝરત ઈસા અલૈ. છે, કેમ કે તેમનો જન્મ અલ્લાહના એક અસાધારણ ફરમાનથી ચમત્કાર-રૂપ થયો હતો. તેમને કુર્આનમાં 'કલિમતુમ્-મિનલ્લાહ' અર્થાત્ 'અલ્લાહનું ફરમાન' કહેવામાં આવ્યા છે.



ગણવામાં આવશે,

૪૬. લોકો સાથે પારણામાં પણ વાતચીત કરશે અને મોટી વયે પહોંચીને પણ, અને તે એક સદાચારી પુરુષ હશે.''

૪૭. આ સાંભળી મરયમે કહ્યું, ''પાલનહાર ! મારે ત્યાં બાળક ક્યાંથી થશે, મને તો કોઈ પુરુષે હાથ સુદ્ધાં નથી લગાવ્યો.'' ઉત્તર મળ્યો, ''આવું જ થશે, અલ્લાહ જે ચાહે છે પેદા કરે છે. તે જ્યારે કોઈ કામ કરવાનો નિર્ણય કરે છે, તો માત્ર કહે છે કે 'થઈ જા' અને તે થઈ જાય છે.''

૪૮. (ફરિશ્તાઓએ પછી પોતાની વાત આગળ વધારતાં કહ્યું) ''અને અલ્લાહ તેને ગ્રંથ અને તત્વદર્શિતાનું શિક્ષણ આપશે, તૌરાત અને ઈંજીલનું જ્ઞાન પ્રદાન કરશે.

૪૯. અને ઈસરાઈલની સંતાન તરફ પોતાનો રસૂલ (સંદેશવાહક) નિયુક્ત કરશે.'' (અને જ્યારે તે રસૂલની હેસિયતથી ઈસરાઈલની સંતાન પાસે આવ્યો તો તેણે કહ્યું), ''હું તમારા રબ તરફથી તમારા પાસે નિશાની લઈને આવ્યો છું. હું તમારા સામે માટીમાંથી પક્ષીના રૂપનું એક પુતળું બનાવું છું અને તેમાં ફૂંક મારું છું, તે અલ્લાહની આજ્ઞાથી પક્ષી બની જાય છે. હું અલ્લાહના આદેશથી જન્મજાત આંધળા અને કુષ્ઠ-રોગીને સાજા કરું છું અને તેના આદેશથી મડદાંને જીવતો કરું છું. હું તમને બતાવું છું કે તમે શું ખાઓ છો અને શું તમારા ઘરોમાં સંગ્રહ કરી રાખો છો. આમાં તમારા માટે પૂરતી નિશાની છે જો તમે ઈમાન લાવનારા હોવ.

૫૦. અને હું તે શિક્ષણ અને માર્ગદર્શનનું સમર્થન કરનારો બનીને આવ્યો છું જે તૌરાતમાંથી અત્યારે મારા જમાનામાં મોજુદ છે, અને એટલા માટે આવ્યો છું કે તમારા માટે કેટલીક તે વસ્તુઓને હલાલ (વૈધ) કરી દઉં જે તમારા માટે હરામ (અવૈધ) કરી દેવામાં આવેલ છે. જુઓ, હું તમારા રબ તરફથી તમારા પાસે નિશાની લઈને આવ્યો છું, એટલા માટે અલ્લાહથી ડરો અને મારું અનુસરણ કરો.

૫૧. અલ્લાહ મારો રબ પણ છે અને તમારો રબ પણ, તમે તેની જ બંદગી અપનાવો, આ જ સીધો માર્ગ છે.''

૫૨. જ્યારે ઈસાને લાગ્યું કે બની ઈસરાઈલ અધર્મ અને ઈન્કાર જ કરવા માગે છે તો તેણે કહ્યું, ''કોણ અલ્લાહના માર્ગમાં મારો મદદગાર બને છે ?'' હવારીઓએ (મદદગારોએ) જવાબ આપ્યો, ''અમે અલ્લાહના મદદગાર છીએ. અમે અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા, આપ સાક્ષી રહો કે અમે મુસ્લિમ (અલ્લાહના સામે આજ્ઞાપાલનમાં માથું ઝૂકાવી દેનારા) છીએ.

૫૩. માલિક ! જે આદેશ તેં અવતરિત કર્યો છે અમે તેને માની લીધો અને રસૂલનું અનુસરણ સ્વીકારી લીધું, અમારા નામ સાક્ષી આપનારાઓમાં લખી લે.''

૫૪. પછી બની ઈસરાઈલ (મસીહના વિરૂદ્ધ) ગુપ્ત યોજના કરવા લાગ્યા. જવાબમાં અલ્લાહે પણ પોતાની ગુપ્ત યોજના કરી અને આવી યોજનાઓમાં અલ્લાહ સૌથી ચઢિયાતો છે. (રૂકૂઅ-૫)

૫૫. (તે અલ્લાહની છૂપી યોજના જ હતી) જ્યારે તેણે કહ્યું, ''હે ઈસા ! હવે હું તને પાછો લઈ લઈશ અને તને મારા તરફ ઊઠાવી લઈશ, અને જેમણે તારો ઈન્કાર કર્યો છે તેમનાથી (અર્થાત્ તેમની સંગતથી અને તેમના ગંદા વાતાવરણમાં તેમના સાથે રહેવાથી) તને મુક્ત કરી દઈશ અને તારૂં અનુસરણ કરનારાઓને કયામત સુધી તે લોકો ઉપર વર્ચસ્વ આપી રાખીશ, જેમણે તારો ઈન્કાર કર્યો છે. પછી તમને સૌને અંતે મારા પાસે ફરવાનું છે, તે વખતે હું તે વાતોનો ફેંસલો કરી દઈશ જેમાં તમારા વચ્ચે મતભેદ થયો છે.

૫૬. જે લોકોએ કુફ્ર અને ઈન્કારની નીતિ અપનાવી છે, તેમને આલોક (દુનિયા) અને પરલોક (આખિરત) બંનેમાં સખત સજા કરીશ અને તેઓ કોઈ મદદગાર નહીં પામે,

૫૭. અને જેમણે ઈમાન અને સદાચરણનું વલણ અપનાવ્યું છે તેમને તેમના પૂરેપૂરા વળતર આપી દેવામાં આવશે અને (બરાબર જાણી લો કે) અત્યાચારીઓથી અલ્લાહ કદાપિ પ્રેમ કરતો નથી.''

૫૮. હે નબી ! આ આયતો (નિશાનીઓ, પ્રમાણો) અને તત્ત્વજ્ઞાનથી ભરપૂર વર્ણનો છે જે અમે તમને સાંભળાવી રહ્યાં છીએ.

૫૯. અલ્લાહના સમીપ ઈસાનું દૃષ્ટાંત આદમ જેવું છે કે અલ્લાહે તેને માટીમાંથી પેદા કર્યો અને આજ્ઞા આપી કે 'થઈ જા' અને તે થઈ ગયો.

૬૦. આ મૂળ હકીકત છે જે તમારા રબ તરફથી બતાવવામાં આવી રહી છે અને તમે તે લોકોમાં સામેલ ન થાઓ જેઓ તેમા સંદેહ કરે છે.

૬૧. આ જ્ઞાન આવી ગયા પછી હવે જો કોઈ આ મામલામાં તમારા સાથે વાદ-વિવાદ કરે તો હે નબી ! તેને કહો, ''આવો, અમે અને તમે પોતે પણ આવી જઈએ અને પોત-પોતાના બાળ-બચ્ચાઓને પણ લઈ આવીએ અને અલ્લાહને પ્રાર્થના કરીએ કે જે જૂઠો હોય તેના ઉપર અલ્લાહની ફિટકાર થાય.''

૬૨. આ તદ્દન સાચી ઘટનાઓ છે, અને હકીકત એ છે કે અલ્લાહ સિવાય કોઈ ખુદા નથી, અને તે અલ્લાહની જ હસ્તી છે જેની શક્તિ સર્વોપરી



અને જેની તત્ત્વદર્શીતા આખા જગતમાં કાર્યરત છે.

૬૩. પછી જો આ લોકો (આ શરતે મુકાબલામાં આવવાથી) મોઢું ફેરવે તો (તેમનું બગાડ ફેલાવનાર હોવું સ્પષ્ટપણે ખુલ્લું પડી જશે) અને અલ્લાહ બગાડ ફેલાવનારાઓની હાલતથી વાકેફ જ છે.

૬૪. હે નબી ! કહો, ''હે ગ્રંથવાળાઓ ! આવો એક એવી વાત તરફ જે તમારા અને અમારા વચ્ચે સમાન છે, એ કે આપણે અલ્લાહ સિવાય કોઈની બંદગી ન કરીએ, તેના સાથે કોઈને ભાગીદાર ન ઠેરવીએ અને આપણામાંથી કોઈ અલ્લાહ સિવાય કોઈ બીજાને પોતાનો રબ (પ્રભુ) ન બનાવી લે.'' – આ આમંત્રણનો સ્વીકાર કરવાથી જો તેઓ મોઢું ફેરવે તો સ્પષ્ટ કહી દો કે ''સાક્ષી રહો, અમે તો મુસ્લિમ (માત્ર અલ્લાહની બંદગી અને આજ્ઞાપાલન કરનારા) છીએ.''

૬૫. હે ગ્રંથવાળાઓ ! તમે ઈબ્રાહીમના (દીન, ધર્મ) વિષે શા માટે વાદ-વિવાદ કરો છો ? તૌરાત અને ઈંજીલ તો ઈબ્રાહીમ પછી જ અવતરિત થયેલ છે. પછી શું તમે આટલી વાત પણ નથી સમજતા ?

૬૬. – તમે લોકો જે બાબતોનું જ્ઞાન ધરાવો છો તેમાં તો ઘણી ચર્ચાઓ કરી ચૂક્યા, હવે તે બાબતોમાં શા માટે ચર્ચાઓ કરવા નીકળ્યા છો જેનું તમારા પાસે કંઈ પણ જ્ઞાન નથી. અલ્લાહ જાણે છે, તમે નથી જાણતા.

૬૭. ઈબ્રાહીમ ન યહૂદી હતો ન ખ્રિસ્તી, પરંતુ તે તો એક એકાગ્ર મુસ્લિમ (આજ્ઞાંકિત) હતો. અને તે કદાપિ મુશ્રિકોમાંથી ન હતો.

૬૮. ઈબ્રાહીમ સાથે સંબંધ રાખવાનો સૌથી વધુ અધિકાર જો કોઈને પહોંચે છે, તો તે એ લોકોને પહોંચે છે જેમણે તેનું અનુસરણ કર્યું અને હવે આ નબી અને તેના અનુયાયીઓ આ સંબંધના વધુ હક્કદાર છે. અલ્લાહ માત્ર તેમનો જ સમર્થક અને સહાયક છે જેઓ ઈમાન ધરાવતાં હોય.

૬૯. (હે ઈમાન લાવનારાઓ !) ગ્રંથવાળાઓમાંથી એક જૂથ ચાહે છે કે કોઈ રીતે તમને સીધા માર્ગેથી હટાવી દે, જો કે હકીકતમાં તેઓ પોતાના સિવાય કોઈને ભટકાવી રહ્યા નથી, પરંતુ તેમને તેનું ભાન નથી.

૭૦. હે ગ્રંથવાળાઓ ! શા માટે અલ્લાહની નિશાનીઓનો ઈન્કાર કરો છો, જો કે તમે પોતે તેમને જોઈ રહ્યા છો ?

૭૧. હે ગ્રંથવાળાઓ ! શા માટે સત્ય ઉપર અસત્યનો રંગ ચઢાવીને શંકાસ્પદ બનાવો છો ? કેમ જાણી-બૂઝીને સત્યને છૂપાવો છો ? (રુકૂઅ-૭)

૭૨. ગ્રંથવાળાઓમાંથી એક જૂથ કહે છે કે આ નબીના અનુયાયીઓ ઉપર જે કંઈ અવતરિત થયું છે, તેના ઉપર સવારે ઈમાન લાવો અને સાંજે ઇન્કાર કરી દો, કદાચ આ યુક્તિથી આ લોકો પોતાના ઈમાનથી ફરી જાય.

૭૩. ઉપરાંત, આ લોકો પરસ્પર કહે છે કે પોતાના સહધર્મીઓ સિવાય કોઈની વાત ન માનો. હે નબી ! આ લોકોને કહી દો કે, ''ખરેખર માર્ગદર્શન તો અલ્લાહનું જ માર્ગદર્શન છે અને આ તેની જ દેણ છે કે કોઈને તે જ આપી દેવામાં આવે જે ક્યારેક તમને આપવામાં આવ્યું હતું,' અથવા એ કે બીજાઓને તમારા રબ સમક્ષ રજૂ કરવા માટે તમારા વિરૂદ્ધ મજબૂત દલીલ મળી જાય.'' હે નબી ! તેમને કહો, ''કૃપા અને બહુમાન અલ્લાહના અધિકારમાં છે, જેને ચાહે આપે. તે વિશાળ[20] દૃષ્ટિવાળો છે અને બધું જ જાણે છે.

૭૪. પોતાની કૃપા માટે જેને ચાહે છે વિશિષ્ટ કરી લે છે અને તે મોટો કૃપાવાન છે.''

૭૫. ગ્રંથવાળાઓમાં કોઈ તો એવો છે કે જો તમે તેના ઉપર ભરોસો કરીને ધન-દોલતનો એક ઢગલો પણ આપી દો તો તે તમારૂં ધન તમને પાછું ચૂકવી દેશે અને કોઈની સ્થિતિ એવી છે કે જો તમે એક દીનારના મામલામાં પણ તેના ઉપર ભરોસો કરો તો તે પરત નહીં આપે, સિવાય કે તમે તેના માથા ઉપર સવાર થઈ જાઓ. તેમની આ નૈતિક દશાનું કારણ એ છે કે તેઓ કહે છે, ''ઉમ્મીઓ (બિન-યહૂદી લોકો)ના મામલામાં અમારા પાસે કોઈ જવાબ માંગવામાં નહીં આવે.'' અને આ વાત માત્ર જૂઠ ઘડી કાઢીને અલ્લાહના નામે ચઢાવે છે, જો કે તેઓ જાણે છે (કે અલ્લાહે આવી કોઈ વાત કહી નથી).

૭૬ છેવટે શા માટે તેમની પૂછપરછ નહીં થાય ? જે કોઈ પણ પોતાના કરારનું પાલન કરશે અને બૂરાઈથી બચીને રહેશે તે અલ્લાહનો પ્રિય બનશે, કેમ કે પરહેજગાર (સંયમી) લોકો અલ્લાહને પસંદ છે.

૭૭. રહ્યા તે લોકો જેઓ અલ્લાહ સાથેના કરાર અને પોતાની સોગંદોને થોડી કિંમતમાં વેચી નાખે છે, તો તેમના માટે આખિરતમાં કોઈ હિસ્સો નથી, અલ્લાહ કયામતના દિવસે ન તેમના સાથે વાત કરશે, ન તેમના તરફ જોશે અને ન તેમને વિશુદ્ધતા પ્રદાન કરશે, બલ્કે તેમના માટે તો કઠોર દુઃખદાયી સજા છે.

૭૮. તેમનામાં કેટલાક લોકો એવા છે જેઓ ગ્રંથ વાંચતી વખતે એવી રીતે જીભને ઉલટ-સુલટ કરે છે કે તમે એવું સમજો કે જે કંઈ તેઓ વાંચી રહ્યા છે તે ગ્રંથનો જ ભાગ છે, જો કે તે ગ્રંથનો ભાગ નથી હોતો. તેઓ કહે છે કે જે કંઈ અમે વાંચી રહ્યા છીએ, તે અલ્લાહ



તરફથી છે, જો કે તે અલ્લાહ તરફથી નથી હોતું, તેઓ જાણી-બૂઝીને જૂઠી વાતોને અલ્લાહ સાથે જોડી દે છે.

૭૯. કોઈ મનુષ્યનું એ કામ નથી કે અલ્લાહ તો તેને ગ્રંથ અને હુકમ (વિવેકપૂર્ણ નિર્ણય-શક્તિ) અને નબૂવ્વત (ઈશદૂતત્વ) પ્રદાન કરે અને તે લોકોને કહે કે અલ્લાહના બદલે તમે મારા બંદા બની જાવ. તે તો એમ જ કહેશે કે સાચા રબ્બાની* બનો, જેમ કે આ ગ્રંથની શિક્ષાનો તકાદો છે, જેને તમે વાંચો અને વંચાવો છો.

૮૦. તે તમને કદાપિ એમ નહીં કહે કે ફરિશ્તાઓને અથવા પયગંબરોને પોતાનો રબ (પ્રભુ) બનાવી લો. શું તે શક્ય છે કે એક નબી તમને કુફ્ર (અવજ્ઞા)નો આદેશ આપે, જ્યારે તમે મુસ્લિમ (આજ્ઞાંકિત) હોવ ? (રુકૂઅ-૮)

૮૧. યાદ કરો, અલ્લાહે પયગંબરોથી વચન લીધું હતું કે, ''આજે મેં તમને ગ્રંથ અને તત્ત્વજ્ઞાન અને બુદ્ધિમત્તા પ્રદાન કર્યા છે, કાલે જો કોઈ બીજો પયગંબર તમારા પાસે એ જ શિક્ષણનું સમર્થન કરતો આવે, જે પહેલાંથી તમારા પાસે મોજૂદ છે, તો તમારે તેના ઉપર ઈમાન લાવવું પડશે અને તેની મદદ કરવાની રહેશે.[21]'' આ વાત કહીને અલ્લાહે પૂછ્યું, ''શું તમે આનો સ્વીકાર કરો છો અને આ બાબત ઉપર મારા તરફથી પ્રતિજ્ઞાની ભારે જવાબદારી ઉપાડો છો ?'' તેમણે કહ્યું, ''હા, અમે સ્વીકારીએ છીએ.'' અલ્લાહે ફરમાવ્યું, ''સારૂં તો સાક્ષી રહો અને હું પણ તમારા સાથે સાક્ષી છું.

૮૨. આ પછી જે પોતાની પ્રતિજ્ઞામાંથી ફરી જાય તે જ અવજ્ઞાકારી છે.''

૮૩. હવે શું આ લોકો અલ્લાહના આજ્ઞાપાલનનો માર્ગ (ઈશ્વરીય ધર્મ) છોડીને કોઈ બીજો માર્ગ ઇચ્છે છે ? જો કે આકાશ અને ધરતીની સમગ્ર વસ્તુઓ સ્વેચ્છાએ કે લાચારીપૂર્વક અલ્લાહની જ આજ્ઞાંકિત (મુસ્લિમ) છે અને તેના તરફ જ સૌને પાછા ફરવાનું છે ?

૮૪. હે નબી ! કહો, ''અમે અલ્લાહને માનીએ છીએ, તે શિક્ષાને માનીએ છીએ જે અમારા ઉપર અવતરીત કરરવામાં આવી છે, તે શિક્ષાઓને પણ માનીએ છીએ જે ઇબ્રાહીમ, ઇસ્માઈલ, ઇસ્હાક, યાકૂબ અને યાકૂબની સંતાન ઉપર અવતરિત થઈ હતી, અને તે માર્ગદર્શન ઉપર પણ ઈમાન ધરાવીએ છીએ જે મૂસા અને ઈસા અને બીજા પયગંબરોને તેમના રબ તરફથી પ્રદાન કરવામાં આવ્યું. અમે તેમના વચ્ચે ભેદ કરતા નથી અને અમે અલ્લાહના આજ્ઞાંકિત (મુસ્લિમ) છીએ.''

૮૫. આ આજ્ઞાપાલન (ઇસ્લામ) સિવાય જે વ્યક્તિ બીજી કોઈ રીત (દીન)

* યહૂદીઓના ત્યાં જે ધાર્મિક વિદ્વાનો પદાધિકારી હતા અને જેમનું કામ ધાર્મિક મામલાઓમાં લોકોનું માર્ગદર્શન કરવાનું અને ઉપાસનાઓનું આયોજન કરવાનું અને ધાર્મિક આદેશોને લાગુ કરવાનું હતું, તેમના માટે 'રબ્બાની' શબ્દ પ્રયોજાતો હતો.

અપનાવવા માંગે તેની તે રીત કદાપિ સ્વીકારવામાં નહીં આવે અને પરલોક (આખિરત)માં તે નિષ્ફળ નીવડશે.

૮૬. કેવી રીતે બની શકે કે અલ્લાહ તે લોકોને માર્ગદર્શન આપે જેમણે ઈમાનની કૃપા (નેઅમત) પામ્યા પછી ફરીથી કુફ્ર (ઇન્કાર) અપનાવ્યું, જો કે તેઓ પોતે આ વાતની સાક્ષી આપી ચૂક્યા છે કે આ રસૂલ સત્ય ઉપર છે અને તેના પાસે સ્પષ્ટ નિશાનીઓ પણ આવી ચૂકી છે. અલ્લાહ અત્યાચારીઓને તો માર્ગદર્શન આપતો નથી.

૮૭. તેમના અત્યાચારોનો સાચો બદલો આ જ છે કે તેમના ઉપર અલ્લાહ અને ફરિશ્તાઓ અને તમામ મુનષ્યોની ફિટકાર છે.

૮૮. આ જ દશામાં તેઓ હંમેશાં રહેશે, ન તેમની સજામાં ઘટાડો થશે અને ન તેમને મહેતલ આપવામાં આવશે.

૮૯. અલબત્ત, તે લોકો બચી જશે જેઓ આ પછી તૌબા (ક્ષમા અને પશ્ચાતાપ) કરીને પોતાનું વર્તન સુધારી લે, અલ્લાહ ક્ષમા આપનાર અને દયાળુ છે.

૯૦. પરંતુ જે લોકોએ ઈમાન લઈ આવ્યા પછી કુફ્ર (ઇન્કાર) અપનાવ્યું, પછી પોતાના કુફ્રમાં વધતા ચાલ્યા ગયા, તેમની તૌબા કદાપિ સ્વીકારાશે નહીં, એવા લોકો તો તદ્દન પથભ્રષ્ટ છે.

૯૧. વિશ્વાસ રાખો, જે લોકોએ કુફ્ર અપનાવ્યું અને કુફ્રની સ્થિતિમાં મૃત્યુ પામ્યા તેમનામાંથી કોઈ જો પોતાને સજામાંથી બચાવવા માટે ધરતીભર સોનું ફિદયા (બદલા) તરીકે આપે તો તે સ્વીકારવામાં આવશે નહીં. એવા લોકો માટે પીડાકારી સજા તૈયાર છે અને તેઓ પોતાના કોઈ મદદગાર નહીં પામે. (રુકૂઅ-૯)

૯૨. **તમે નેકી (ઉચ્ચતમ્ સદાચાર)ને પહોંચી શકતા નથી જ્યાં સુધી તમારી** તે વસ્તુઓ (અલ્લાહના માર્ગમાં) ખર્ચ ન કરો જેને તમે પ્રિય રાખો છો, અને જે કંઈ તમે ખર્ચ કરશો અલ્લાહ તેનાથી અજાણ નહીં હોય.

૯૩. આ બધી ખાદ્ય વસ્તુઓ (જે શરીઅતે મુહમ્મદી અર્થાત્ ઇસ્લામી કાનૂનમાં હલાલ છે) ઈસરાઈલની સંતાન માટે પણ હલાલ (વૈધ) હતી, અલબત્ત કેટલીક વસ્તુઓ એવી હતી જેને તૌરાતના અવતરણ પહેલાં ઈસરાઈલે (હઝરત યાકૂબે) પોતે પોતાના માટે હરામ કરી લીધી હતી. તેમને કહો, જો તમે (તમારા વાંધામાં) સાચા હોવ તો લાવો તૌરાત અને રજૂ કરો તેનું લખાણ –

૯૪. આના પછી પણ જે લોકો તેમની જૂઠી ઘડી કાઢેલી વાતો અલ્લાહના સાથે જોડતા રહે, તેઓ જ હકીકતમાં અત્યાચારીઓ છે.



૯૫. કહો, અલ્લાહે જે કંઈ ફરમાવ્યું છે, સાચું ફરમાવ્યું છે. તમારે એકાગ્ર થઈને ઇબ્રાહીમની પદ્ધતિનું અનુસરણ કરવું જોઈએ અને ઇબ્રાહીમ શિર્ક કરનારાઓમાંથી (અનેકેશ્વરવાદીઓમાંથી) ન હતો.

૯૬. નિઃશંક સૌપ્રથમ ઉપાસના-ગૃહ, જે મનુષ્યો માટે બનાવવામાં આવ્યું, તે એ જ છે જે મક્કામાં આવેલું છે. તેને ભલાઈ અને બરકત (સમૃદ્ધિ અને ઉન્નતિ) આપવામાં આવી હતી અને સમગ્ર વિશ્વના લોકો માટે માર્ગદર્શનનું કેન્દ્ર બનાવવામાં આવ્યું હતું.

૯૭. તેમાં સ્પષ્ટ નિશાનીઓ છે, મકામે ઇબ્રાહીમ (ઇબ્રાહીમનું બંદગીનું સ્થળ) છે, અને તેની સ્થિતિ એ છે કે જેણે તેમાં પ્રવેશ કર્યો સુરક્ષિત થઈ ગયો. લોકો ઉપર અલ્લાહનો એ હક્ક છે કે જે આ ઘર સુધી પહોંચવાનું સામર્થ્ય ધરાવતો હોય તે આ ઘરની હજ્જ કરે, અને જે કોઈ આ આદેશનું પાલન કરવાનો ઇન્કાર કરે તો તેણે જાણી લેવું જોઈએ કે અલ્લાહ તમામ જગત-નિવાસીઓથી બેનિયાઝ (નિરપેક્ષ) છે.

૯૮. કહો, હે ગ્રંથવાળાઓ ! તમે શા માટે અલ્લાહની વાતો માનવાનો ઇન્કાર કરો છો ? જે કૃત્યો તમે કરી રહ્યા છો, અલ્લાહ બધું જ જોઈ રહ્યો છે.

૯૯. કહો, હે ગ્રંથવાળાઓ ! આ તમારૂં કેવું વર્તન છે કે જે અલ્લાહની વાત માને છે તેને પણ તમે અલ્લાહના માર્ગથી રોકો છો અને ઇચ્છો છો કે તે આડ-માર્ગે ચાલે, જો કે તમે પોતે (તેના સીધા માર્ગ હોવા વિષે) સાક્ષી છો. તમારા કૃત્યોથી અલ્લાહ અજાણ નથી.

૧૦૦. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જો તમે આ ગ્રંથવાળાઓમાંથી એક જૂથની વાત માની તો તેઓ તમને ઈમાનથી ફરી કુફ્ર (ઇન્કાર) તરફ ફેરવી લઈ જશે.

૧૦૧. હવે તમારા માટે કુફ્ર તરફ જવાનો શું મોકો બાકી રહ્યો છે, જ્યારે કે તમને અલ્લાહની આયતો સંભળાવવામાં આવી રહી છે અને તમારા વચ્ચે તેનો પયગંબર મોજૂદ છે ? જે અલ્લાહના દામન (શરણ)ને મજબૂતીથી પકડીને રહેશે, તે ચોક્કસ સીધો માર્ગ પામશે. (રુકૂઅ-૧૦)

૧૦૨. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહથી ડરો, જે પ્રમાણે તેનાથી ડરવાનો હક છે. તમને મૃત્યુ ન આવે પરંતુ તે સ્થિતિમાં કે તમે મુસ્લિમ (આજ્ઞાંકિત) હોવ.

૧૦૩. સૌ ભેગા મળીને અલ્લાહની રસ્સી (ઇસ્લામ)ને દૃઢતાપૂર્વક પકડી લો અને વિભાજિત ન થઈ જાવ. અલ્લાહના તે ઉપકારને યાદ રાખો જે

તેણે તમારા ઉપર કર્યો છે. તમે એક-બીજાના શત્રુ હતા, તેણે તમારા હૃદય જોડી દીધા અને તેની કૃપાથી તમે ભાઈ-ભાઈ બની ગયા. તમે આગથી ભરેલા એક ખાડાના કિનારે ઊભા હતા, અલ્લાહે તમને તેનાથી બચાવી લીધા. આવી રીતે અલ્લાહ પોતાની નિશાનીઓ તમારા સામે સ્પષ્ટ કરે છે. કદાચ આ નિશાનીઓથી તમને પોતાની સફળતાનો સીધો માર્ગ દેખાઈ આવે.

૧૦૪. તમારામાંથી કેટલાક લોકો તો એવા જરૂર હોવા જોઈએ જેઓ નેકી (સદાચાર) તરફ બોલાવે, ભલાઈની આજ્ઞા આપે અને બૂરાઈઓથી રોકતા રહે. જે લોકો આ કામ કરશે, તેઓ જ સફળતા પામશે.

૧૦૫. ક્યાંક તમે તે લોકોના જેવા ન થઈ જતા જેઓ પંથોમાં વહેંચાઈ ગયા અને સ્પષ્ટ આદેશો મેળવ્યા પછી ફરી મતભેદોમાં પડી ગયા. જેમણે આ વલણ અપનાવ્યું, તેઓ તે દિવસે સખત સજા પામશે,

૧૦૬. જ્યારે કે કેટલાક લોકોના ચહેરા ઉજ્જવળ હશે અને કેટલાક લોકોના મોઢાં કાળા હશે. જેમના મોઢાં કાળા હશે (તેમને કહેવામાં આવશે કે) ઈમાનની કૃપા (નેઅમત) પામ્યા પછી પણ તમે કુફ્ર (કૃતઘ્નતા, ઇન્કાર)નું વલણ અપનાવ્યું ? સારૂં તો હવે આ કુફ્રના બદલામાં સજાની મજા માણો.

૧૦૭. રહ્યા તે લોકો જેમના ચહેરા ઉજ્જવળ હશે, તો તેમને અલ્લાહની કૃપાની છત્ર-છાયામાં જગ્યા મળશે અને તેઓ હંમેશાં એ જ સ્થિતિમાં રહેશે.

૧૦૮. આ અલ્લાહના આદેશો છે જે અમે તમને ચોક્સાઈપૂર્વક સંભળાવી રહ્યાં છીએ, કેમ કે અલ્લાહ જગત-નિવાસીઓ ઉપર અત્યાચાર કરવાનો કોઈ ઇરાદો ધરાવતો નથી.

૧૦૯. ધરતી અને આકાશોની સર્વ વસ્તુઓનો માલિક અલ્લાહ છે અને બધા જ મામલાઓ અલ્લાહ સમક્ષ જ રજૂ થાય છે. (રુકૂઅ-૧૧)

૧૧૦. હવે દુનિયામાં તે ઉત્તમ સમુદાય તમે છો, જેને મનુષ્યોના માર્ગદર્શન અને સુધારણા માટે ઊભું કરવામાં આવ્યું છે. તમે ભલાઈની આજ્ઞા આપો છો, બૂરાઈથી રોકો છો અને અલ્લાહ ઉપર ઈમાન ધરાવો છો. આ ગ્રંથવાળાઓ ઈમાન લાવ્યા હોત તો તેમના જ હિતમાં વધુ સારૂં હતું. જો કે તેમનામાંથી કેટલાક લોકો ઈમાનદાર પણ જોવા મળે છે, પરંતુ તેમના મોટા ભાગના લોકો અવજ્ઞાકારી છે.

૧૧૧. આ તમારૂં કશું બગાડી શકતા નથી, વધુમાં વધુ માત્ર થોડી સતામણી



કરી શકે છે. જો આ તમારા સાથે લડે તો મુકાબલો કરતી વખતે પીઠ દેખાડશે, પછી એવા લાચાર હશે કે ક્યાંયથી એમને મદદ નહીં મળે.

૧૧૨. તેઓ જ્યાં પણ જોવા મળ્યા, અપમાનની માર પડી, ક્યાંક અલ્લાહનો આશરો અથવા મનુષ્યોનું શરણ મળી ગયું તો તે બીજી વાત છે. તેઓ અલ્લાહના પ્રકોપમાં ઘેરાઈ ચૂક્યા છે, તેમના ઉપર લાચારી અને પરાધીનતા થોપી દેવામાં આવી છે અને આ બધું માત્ર તે કારણસર થયું કે તેઓ અલ્લાહની આયતોનો ઇન્કાર કરતા રહ્યા અને તેમણે પયગંબરોને નાહક કતલ કર્યા. આ તેમની અવજ્ઞાઓ અને અત્યાચારોનું પરિણામ છે.

૧૧૩. પરંતુ બધા ગ્રંથવાળા સરખા નથી. તેમનામાં કેટલાક લોકો એવા પણ છે જેઓ સીધા માર્ગ ઉપર કાયમ છે, રાત્રિઓમાં અલ્લાહની આયતો પઢે છે અને તેના સમક્ષ સિજદો કરે છે,

૧૧૪. અલ્લાહ અને આખિરત (પરલોક)ના દિવસ ઉપર ઈમાન ધરાવે છે, ભલાઈની આજ્ઞા આપે છે, બૂરાઈઓથી રોકે છે અને ભલાઈના કામોમાં સક્રિય રહે છે. આ સદાચારી લોકો છે,

૧૧૫. અને જે સત્કર્મ પણ તેઓ કરશે તેની ઉપેક્ષા નહીં કરવામાં આવે. અલ્લાહ સંયમી લોકોને સારી રીતે જાણે છે.

૧૧૬. રહ્યા તે લોકો જેમણે કુફ્રનું વલણ અપનાવ્યું તો અલ્લાહ સામે તેમને ન તેમનું ધન કોઈ કામ આપશે, ન સંતાન, તેઓ તો આગમાં જનારા લોકો છે અને આગમાં જ હંમેશાં રહેશે.

૧૧૭. જે કંઈ તેઓ પોતાની આ દુનિયાના જીવનમાં ખર્ચ કરી રહ્યા છે તેનું ઉદાહરણ તે હવા જેવું છે જેમાં હિમ હોય અને તે એ લોકોના ખેતરો ઉપરથી પસાર થાય, જેમણે પોતાના ઉપર પોતે અત્યાચાર કર્યો છે અને તેને નષ્ટ કરી મૂકે. અલ્લાહે તેમના ઉપર અત્યાચાર નથી કર્યો, હકીકતમાં તેઓ પોતે જ પોતાના ઉપર અત્યાચાર કરી રહ્યાં છે.

૧૧૮. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! તમારા પોતાના લોકો સિવાય બીજાઓને તમારા રહસ્યમાં ભાગીદાર ન બનાવો. તેઓ

તમને નુકસાન પહોંચાડતી કોઈ તકનો લાભ લેવાનું ચૂકતા નથી. તમને જે વસ્તુથી નુકસાન થાય તે જ તેમને પ્રિય છે. તેમના હૃદયનો દ્વેષ તેમની વાતોમાંથી છતો થાય છે, અને જે કંઈ તેઓ તેમના હૃદયમાં છૂપાવી રહ્યા છે તે તેનાથી વધુ (ખરાબ) છે. અમે તમને તદ્દન સ્પષ્ટ આદેશો આપી દીધા છે. જો તમે સમજો તો (તમે તેમના સાથે સંબંધ રાખવામાં સાવચેતી દાખવશો).

૧૧૯. તમે તેમની સાથે પ્રેમ રાખો છો, પરંતુ તેઓ તમારા સાથે પ્રેમ રાખતા નથી, જો કે તમે બધા જ આકાશી ગ્રંથોમાં માનો છો. જ્યારે તેઓ તમને મળે છે તો કહે છે કે અમે પણ (તમારા રસૂલ અને તમારા ગ્રંથને) માની લીધા છે, પરંતુ જ્યારે છૂટા પડે છે તો તમારા વિરુદ્ધ તેમનો ક્રોધ અને પ્રકોપ એવો હોય છે કે પોતાના આંગળા ચાવવા લાગે છે — તેમને કહી દો કે પોતાના ગુસ્સામાં પોતે બળી મરો. અલ્લાહ હૃદયોમાં છુપાયેલા રહસ્યો સુદ્ધાં જાણે છે.

૧૨૦. — તમારૂં ભલું થાય છે તો તેમને ખરાબ લાગે છે, અને તમારા ઉપર કોઈ આફત આવે છે તો તેઓ ખુશ થાય છે, પરંતુ તેમની કોઈ યુક્તિ તમારા વિરૂદ્ધ સફળ થઈ શકતી નથી, એ શરતે કે તમે ધૈર્ય દાખવો અને અલ્લાહથી ડરીને કામ કરતાં રહો. જે કંઈ તેઓ કરી રહ્યા છે, અલ્લાહ તેના ઉપર કાબૂ ધરાવે છે. (રૂકૂઅ-૧૨)

૧૨૧. (હે પયગંબર ! મુસલમાનો સમક્ષ તે પ્રસંગનું વર્ણન કરો) જ્યારે તમે વહેલી સવારમાં પોતાના ઘરેથી નીકળ્યા હતા અને (ઉહુદના મેદાનમાં) મુસલમાનોને યુદ્ધ માટે ઠેર ઠેર નિયુક્ત કરી રહ્યા હતા. અલ્લાહ બધી વાતો સાંભળે છે અને તે ખૂબ માહિતગાર છે.

૧૨૨. યાદ કરો જ્યારે તમારામાંથી બે જૂથો કાયરતા દર્શાવવા ઉપર આવી ગયા હતા, જો કે અલ્લાહ તેમની મદદમાં મોજૂદ હતો અને ઈમાનવાળાઓએ અલ્લાહ ઉપર જ ભરોસો રાખવો જોઈએ,

૧૨૩. છેવટે આ પહેલા બદ્રના યુદ્ધમા અલ્લાહ તમારી મદદ કરી ચૂક્યો હતો, જો કે તે વખતે તમે ખૂબ નિર્બળ હતા, આથી તમારે અલ્લાહના કૃતઘ્ન થવાથી બચવુ જોઈએ, આશા છે કે હવે તમે કૃતજ્ઞ બનશો.

૧૨૪. હે નબી ! યાદ કરો જ્યારે તમે ઈમાનવાળાઓને કહી રહ્યા હતા, ''શું તમારા માટે આ વાત પૂરતી નથી કે અલ્લાહ ત્રણ હજાર ફરિશ્તાઓ ઉતારીને તમારી મદદ કરે ?''

૧૨૫. — નિઃશંક, જો તમે ધૈર્ય રાખો અને ખુદાનો ડર રાખીને કામ કરો તો જે ક્ષણે શત્રુઓ તમારા ઉપર હુમલો લઈ આવશે, તે જ ક્ષણે તમારો



રબ (ત્રણ હજાર નહીં) પાંચ હજાર નિશાનીવાળા ફરિશ્તાઓ વડે તમારી મદદ કરશે.

૧૨૬. આ વાત તમને અલ્લાહે એટલા માટે બતાવી દીધી છે કે તમે ખુશ થઈ જાઓ અને તમારા હૃદયો સંતુષ્ટ થઈ જાય. વિજય અને મદદ જે કંઈ પણ છે અલ્લાહ તરફથી છે, જે અત્યંત શક્તિશાળી અને તત્વદર્શી છે.

૧૨૭. (અને આ મદદ તે તમને એટલા માટે આપશે) જેથી કુફ્ર (ઈન્કાર)ના રસ્તે ચાલનારાઓની એક બાજુ કાપી નાખે, અથવા તેમને એવો અપમાનજનક પરાજય આપે કે તેઓ નિષ્ફળ થઈ પીછેહઠ કરે.

૧૨૮. (હે પયગંબર !) નિર્ણય કરવાના અધિકારોમાં તમારો કોઈ હિસ્સો નથી, અલ્લાહને અધિકાર છે, ચાહે તેમને માફ કરે, ચાહે સજા આપે, કારણ કે તેઓ અત્યાચારીઓ છે.

૧૨૯. ધરતી અને આકાશોમાં જે કંઈ છે તેનો માલિક અલ્લાહ છે, જેને ચાહે માફી પ્રદાન કરે અને જેને ચાહે સજા આપે, તે ક્ષમા આપનાર અને દયાળુ છે.[૨૯] (રૂકૂઅ-૧૩)

૧૩૦. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! આ બમણું અને ચોગણું વ્યાજ ખાવાનું છોડી દો અને અલ્લાહથી ડરો, આશા છે કે સફળતા પામશો.

૧૩૧. તે આગથી બચો જે કાફિરો (ઈન્કાર કરનારાઓ) માટે તૈયાર કરવામાં આવી છે.

૧૩૨. અલ્લાહ અને રસૂલનું આજ્ઞાપાલન કરો, આશા છે કે તમારા ઉપર દયા કરવામાં આવશે.

૧૩૩. દોડી પડો તે માર્ગ ઉપર જે તમારા રબની બખ્શિસ (ક્ષમા અને મુક્તિ) અને તે જન્નત (સ્વર્ગ) તરફ જાય છે, જેની વિશાળતા ધરતી અને આકાશો જેવી છે અને તે એ અલ્લાહથી ડરનારા લોકો માટે તૈયાર કરવામાં આવી છે

૧૩૪. જેઓ દરેક હાલતમાં પોતાનું ધન ખર્ચ કરે છે, ચાહે ખરાબ હાલતમાં હોય કે સારી હાલતમાં, જેઓ ગુસ્સાને પી જાય છે અને બીજાઓની ભૂલોને માફ કરી દે છે — આવા નેક (સદાચારી) લોકો અલ્લાહને ખૂબ પ્રિય છે.

૧૩૫. અને જેમની હાલત એ છે કે જો ક્યારેક કોઈ અશ્લિલ કામ તેમનાથી થઈ જાય છે અથવા કોઈ ગુનાનુ આચરણ કરી પોતાના ઉપર અત્યાચાર કરી બેસે છે તો તરત અલ્લાહ તેમને યાદ આવી જાય છે અને તેના પાસે તેઓ પોતાની ભૂલોની માફી માગે છે — કેમ કે અલ્લાહ સિવાય

બીજો કોણ છે જે ગુના માફ કરી શકતો હોય — અને તેઓ જાણી-સમજીને પોતાના આચરણ ઉપર દુરાગ્રહ કરતા નથી.

૧૩૬. આવા લોકોનો બદલો તેમના રબના પાસે એ છે કે તે તેમને ક્ષમા કરી દેશે અને એવા બાગોમાં તેમને દાખલ કરશે જેમની નીચે નહેરો વહેતી હશે અને ત્યાં તેઓ હંમેશા રહેશે. કેવો સુંદર બદલો છે સદ્કાર્યો કરનારાઓ માટે !

૧૩૭. તમારા પહેલાં ઘણાં યુગો પસાર થઈ ચૂક્યા છે. ધરતી ઉપર હરી-ફરીને જોઈ લો કે તે લોકોનું શું પરિણામ આવ્યું જેમણે (અલ્લાહના આદેશો અને માર્ગદર્શનને) ખોટા ઠેરવ્યાં.

૧૩૮. લોકો માટે આ એક સ્પષ્ટ ચેતવણી છે અને જેઓ અલ્લાહથી ડરતા હોય તેમના માટે માર્ગદર્શન અને શિખામણ.

૧૩૯. નાસીપાસ ન થાવ, દુઃખી ન થાવ, તમે જ વર્ચસ્વ પ્રાપ્ત કરશો જો તમે ઈમાનવાળા હોવ.

૧૪૦. અત્યારે જો તમને ઘા લાગ્યો છે તો આ પહેલાં આવો જ ઘા તમારા વિરોધી પક્ષને પણ લાગી ચૂકયો છે.[૨૯] આ તો જમાનાની ચડતી-પડતી છે જેમને અમે લોકોની વચ્ચે ફેરવ્યા કરીએ છીએ. તમારા ઉપર આ સમય એટલા માટે લાવવામાં આવ્યો કે અલ્લાહ જોવા માગતો હતો કે તમારામાંથી સાચા ઈમાનવાળા કોણ છે, અને તે લોકોને ચૂંટી કાઢવા માગતો હતો જેઓ હકીકતમાં (સત્યના) સાક્ષી હોય — કેમ કે અત્યાચારી લોકો અલ્લાહને પસંદ નથી.

૧૪૧. અને તે આ કસોટી દ્વારા ઈમાનવાળાઓને જુદા તારવીને કાફિરો (ઇન્કાર કરનારાઓ)ને કચડી નાખવા માગતો હતો.

૧૪૨. શું તમે એમ સમજી લીધું છે કે આમ જ જન્નત (સ્વર્ગ)માં જતા રહેશો, જો કે અલ્લાહે હજુ એ તો જોયું જ નથી કે તમારામાં કોણ એવા છે, જેઓ તેના માર્ગમાં પ્રાણ ન્યોછાવર કરી દેનારા અને તેના માટે ધૈર્ય દાખવનારા છે.

૧૪૩. તમે તો મૃત્યુની કામનાઓ કરી રહ્યા હતા ! પરંતુ આ તે વખતની વાત હતી, જ્યારે મૃત્યુ સામે આવ્યું ન હતું. લો, હવે તે તમારા સામે આવી ગયું અને તમે તેને આંખોથી જોઈ લીધું. (રુકૂઅ-૧૪)

૧૪૪. મુહમ્મદ તે સિવાય કંઈ નથી કે માત્ર એક રસૂલ (ઈશદૂત) છે, તેમના પહેલાં બીજા રસૂલો પણ થઈ ગયા છે, પછી શું જો તેઓ મૃત્યુ પામે અથવા કતલ કરી નાખવામાં આવે તો તમે લોકો ઉલટા પગે પાછા ફરશો ? યાદ રાખો ! જે પાછો ફરશે તે અલ્લાહનુ કંઈ બગાડશે નહીં, અલબત્ત જે અલ્લાહના કૃતજ્ઞ બંદા બનીને



રહેશે, તેમને તે તેનો બદલો આપશે.

૧૪૫. કોઈ જીવધારી અલ્લાહના આદેશ વિના નથી મરી શકતો. મૃત્યુનો સમય તો લખાયેલો છે. જે વ્યક્તિ દુનિયામાં બદલો મેળવવાના ઇરાદાથી કામ કરશે, તેને અમે દુનિયામાંથી જ આપીશું અને જે આખિરત (પરલોક)ના બદલાના ઇરાદાથી કામ કરશે, તે આખિરતનો બદલો પામશે અને કૃતજ્ઞ (આભારી) લોકોને અમે તેમનો બદલો જરૂર આપીશું.

૧૪૬. આ અગાઉ કેટલાય પયગંબરો એવા થઈ ગયા છે જેમના સાથે મળીને ઘણાં ખુદાપરસ્તો (ઈશ-ભક્તો)એ યુદ્ધ કર્યું. અલ્લાહના માર્ગમાં જે મુશ્કેલીઓ તેમના ઉપર પડી તેનાથી તેઓ હતાશ ન થયા, તેમણે કમજોરી ન દેખાડી, તેમણે (અસત્ય વિરૂદ્ધ) નમતું આપ્યું નહીં. આવા જ ધૈર્યવાન લોકોને અલ્લાહ પસંદ કરે છે.

૧૪૭. તેમની દુઆ માત્ર એ જ હતી, ''હે અમારા રબ ! અમારી ભૂલો અને ખામીઓથી દરગુજર કર, અમારા કાર્યમાં તારી સીમાઓનું જે કંઈ ઉલ્લંઘન થઈ ગયું હોય તેને ક્ષમા કરી દે. અમારા કદમ જમાવી દે અને કાફિરો (અધર્મીઓ)ના મુકાબલામાં અમારી મદદ કર.''

૧૪૮. છેવટે અલ્લાહે તેમને દુનિયાનો બદલો પણ આપ્યો અને તેનાથી વધુ સારો આખિરત (પરલોક)નો બદલો પણ આપ્યો. અલ્લાહને આવા જ સદાચારી લોકો પસંદ છે. (રુકૂઅ-૧૫)

૧૪૯. હે લોકો, જેઓ ઈમાના લાવ્યા છો ! જો તમે તે લોકોના ઇશારાઓ ઉપર ચાલશો જેમણે કુફ્ર (ઇન્કાર)નો માર્ગ અપનાવ્યો છે, તો તેઓ તમને પાછા ફેરવી લઈ જશે અને તમે નિષ્ફળ થઈ જશો.

૧૫૦. (તેમની વાતો ખોટી છે) સાચું તો એ છે કે અલ્લાહ તમારો સમર્થક અને સહાયક છે અને તે સૌથી સારો મદદગાર છે.

૧૫૧. ખૂબ જ જલ્દી તે સમય આવવાનો છે જયારે અમે સત્યનો ઇન્કાર કરનારાઓના હૃદયોમાં ધાક બેસાડી દઈશું, એટલા માટે કે તેમણે અલ્લાહ સાથે તેમને ખુદાઈ (ઈશ્વરત્વ)માં ભાગીદાર ઠેરવ્યા છે જેમના ભાગીદાર હોવા અંગે અલ્લાહે કોઈ સનંદ ઉતારી નથી. તેમનું અંતિમ ઠેકાણું જહન્નમ (નર્ક) છે અને ઘણું જ ખરાબ છે તે રહેઠાણ જે તે અત્યાચારીઓને મળશે.

૧૫૨. અલ્લાહે (સમર્થન અને સહાયનું) જે વચન તમને આપ્યું હતું તે તો તેણે પૂરૂં કરી દીધું. શરૂઆતમાં તેના આદેશથી તમે જ તેમને કતલ કરી રહ્યા હતા. પરંતુ જ્યારે તમે નબળાઈ દાખવી અને પોતાના કાર્યમાં પરસ્પર મતભેદ કર્યો, અને જેવી તે વસ્તુ અલ્લાહે તમને દેખાડી જેના

મોહમાં તમે ગ્રસ્ત હતા (અર્થાત્ માલે ગનીમત — યુદ્ધમાં મેળવેલ માલ), તમે તમારા નાયકના આદેશનો અનાદર કરી બેસ્યા — એટલા માટે કે તમારામાંથી કેટલાક દુનિયાની ઈચ્છા ધરાવતા હતા અને કેટલાક આખિરત (પરલોક)ની ઈચ્છા ધરાવતા હતા — ત્યારે અલ્લાહે તમને કાફિરો (અધર્મીઓ)ના મુકાબલામાં પરાસ્ત કરી દીધા, જેથી તમારી પરીક્ષા કરે અને સત્ય એ છે કે અલ્લાહે ત્યારપછી પણ તમને માફ કરી દીધા, કેમ કે ઈમાનવાળાઓ ઉપર અલ્લાહની ઘણી કૃપાદૃષ્ટિ હોય છે.

૧૫૩. યાદ કરો જ્યારે તમે ભાગતા જઈ રહ્યા હતા, કોઈના તરફ પાછા ફરીને જોવા સુદ્ધાંનું ભાન તમને ન હતું, અને પયગંબર તમારા પાછળ તમને પોકારી રહ્યો હતો. તે વખતે તમારા આ વર્તનનો બદલો અલ્લાહે તમને એ આપ્યો કે તમને દુઃખ ઉપર દુઃખ આપ્યા, જેથી ભવિષ્ય માટે તમને એ બોધપાઠ મળે કે જે કંઈ તમારા હાથમાંથી જતું રહે અથવા જે મુસીબત તમારા ઉપર ઉતરી આવે તેના માટે દુઃખી ન થાવ. અલ્લાહ તમારા બધા કાર્યોની ખબર રાખે છે.

૧૫૪. આ દુઃખ પછી અલ્લાહે તમારામાંથી કેટલાક લોકો ઉપર એવી શાંતિ અને નિશ્ચિંતતાની સ્થિતિ પેદા કરી દીધી કે તેઓ ઝોકાં ખાવા લાગ્યા, પરંતુ એક બીજું જૂથ, જેના માટે સઘળું મહત્ત્વ પોતાની જાતનું જ હતું, અલ્લાહ વિષે જાત જાતની અજ્ઞાનતાપૂર્ણ ધારણાઓ કરવા લાગ્યું, જે સત્યથી તદ્દન વિપરીત હતી. આ લોકો હવે કહે છે કે, ''આ કાર્યને ચલાવવામાં અમારો પણ કોઈ હિસ્સો છે ?'' એમને કહો, ''(કોઈનો કોઈ હિસ્સો નથી) આ કાર્યના બધા અધિકારો અલ્લાહના હાથમાં છે.'' હકીકતમાં આ લોકો પોતાના હૃદયોમાં જે વાત છૂપાવી રાખે છે તેને તમારા ઉપર પ્રગટ કરતા નથી. તેમનો મૂળ આશય એ છે, ''જો (નેતૃત્વના) અધિકારોમાં અમારો કોઈ હિસ્સો હોત તો અહીં અમે માર્યા ન જાત.'' તેમને કહી દો, ''જો તમે પોતાના ઘરોમાં પણ હોત તો જે લોકોનું મૃત્યુ લખાયેલું હતું, તેઓ પોતે પોતાના મૃત્યુના સ્થળો તરફ નીકળી આવત.'' અને આ મામલો જે બન્યો, તે એ માટે હતો કે જે કંઈ તમારા અંતઃકરણમાં છૂપાયેલું છે અલ્લાહ તેને અજમાવી લે અને જે ખોટ તમારા હૃદયોમાં છે તેને દૂર કરી દે, અલ્લાહ હૃદયોની સ્થિતિ સારી રીતે જાણે છે.

૧૫૫. તમારામાંથી જે લોકો મુકાબલાના દિવસે પીઠ ફેરવી ગયા હતા, તેમની આ ચૂકનું કારણ એ હતું કે તેમની કેટલીક નબળાઈઓના કારણે શેતાને



તેમના કદમ ડગમગાવી દીધા હતા. અલ્લાહે તેમને માફ કરી દીધા, અલ્લાહ મોટો ક્ષમાશીલ અને સહનશીલ છે. (રૂકૂઅ-૧૬)

૧૫૬. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! કાફિરો જેવી વાતો ન કરો જેમના સગાં-વહાલા જો ક્યારેક મુસાફરીમાં જાય છે અથવા યુદ્ધમાં ભાગ લે છે (અને ત્યાં કોઈ અકસ્માતનો ભોગ બને છે) તો તેઓ કહે છે કે જો તેઓ અમારા પાસે હોત તો ન મૃત્યુ પામતા, ન કતલ કરવામાં આવતા. અલ્લાહ આ પ્રકારની વાતોને તેમના હૃદયોમાં અફસોસ અને દુઃખનું કારણ બનાવી દે છે, પરંતુ વાસ્તવમાં મારનાર અને જીવાડનાર તો અલ્લાહ જ છે અને તમારા બધા જ કાર્યોને તે જ જોઈ રહ્યો છે.

૧૫૭. જો તમે અલ્લાહના માર્ગમાં માર્યા જાવ અથવા મરી જાવ તો અલ્લાહની જે કૃપા અને માફી તમારા હિસ્સામાં આવશે તે તમામ વસ્તુઓ કરતાં વધુ સારી છે જે આ લોકો એકઠી કરે છે,

૧૫૮. અને ચાહે તમે મૃત્યુ પામો અથવા માર્યા જાવ, છેવટે તમને સૌને સમેટાઈને જવાનું તો અલ્લાહના જ તરફ છે.

૧૫૯. (હે પયગંબર !) આ અલ્લાહની મોટી કૃપા છે કે તમે આ લોકો માટે ઘણાં વિનમ્ર સ્વભાવના છો, નહીં તો જો તમે કઠોર સ્વભાવના અને પાષાણ-હૃદયી હોત તો આ સૌ તમારા પાસેથી વિખેરાઈ જતા. તેમની ભૂલો માફ કરી દો, તેમના માટે મગફિરત (ક્ષમા અને મુક્તિ)ની પ્રાર્થના કરો, અને દીન (ધર્મ)ના કાર્યમાં તેમને પણ વિચાર-વિમર્શમાં સામેલ રાખો, પછી જ્યારે કોઈ અભિપ્રાય ઉપર તમે દૃઢ નિશ્ચય કરી લો તો અલ્લાહ ઉપર ભરોસો કરો, અલ્લાહને તે લોકો પસંદ છે જેઓ તેના જ ભરોસે કામ કરે છે.

૧૬૦. અલ્લાહ તમારી મદદે હોય તો કોઈ તાકાત તમારા ઉપર વર્ચસ્વ મેળવી શકશે નહીં, અને તે તમને છોડી દે, તો તેના પછી કોણ છે જે તમારી મદદ કરી શકતો હોય ? તો જે સાચા ઈમાનવાળા છે તેમણે અલ્લાહ ઉપર જ ભરોસો રાખવો જોઈએ.

૧૬૧. કોઈ પયગંબરનું એ કામ હોઈ શકતું નથી કે તે અપ્રમાણિકતા આચરે — અને જો કોઈ અપ્રમાણિકતા આચરે તો તે પોતાની અપ્રમાણિકતા સહિત કયામત (પ્રલય)ના દિવસે હાજર થઈ જશે, પછી દરેક મનુષ્યને તેની કમાણીનું પૂરેપૂરું વળતર મળી જશે અને કોઈના સાથે અન્યાય નહીં થાય.

૧૬૨. — વળી એવું કઈ રીતે બની શકે છે કે જે વ્યક્તિ હંમેશા અલ્લાહની પ્રસન્નતા મુજબ ચાલવાવાળો હોય તે એ વ્યક્તિ જેવા કામ કરે જે

અલ્લાહના પ્રકોપમાં ઘેરાઈ ગયો હોય અને જેનું અંતિમ ઠેકાણું જહન્નમ (નર્ક) હોય, જે સૌથી ખરાબ ઠેકાણું છે ?

૧૬૩. અલ્લાહના સમીપ બંને પ્રકારની વ્યક્તિઓમાં અત્યધિક તફાવત છે અને અલ્લાહ બધાના કાર્યો ઉપર નજર રાખે છે.

૧૬૪. હકીકતમાં ઈમાનવાળાઓ ઉપર તો અલ્લાહે ઘણો મોટો ઉપકાર કર્યો છે કે તેમના વચ્ચે સ્વયં તેમનામાંથી જ એવો રસૂલ (સંદેશવાહક) મોકલ્યો જે તેની (અલ્લાહની) આયતો તેમને સંભળાવે છે, તેમના જીવન શુદ્ધ કરે છે અને તેમને ગ્રંથ અને તત્ત્વદર્શિતા અને બુદ્ધિમત્તાનું શિક્ષણ આપે છે, જો કે આ પહેલાં આ લોકો સ્પષ્ટ પથભ્રષ્ટતાઓમાં પડેલા હતા.

૧૬૫. અને આ તમારી શું સ્થિતિ છે કે જ્યારે તમારા ઉપર મુસીબત આવી તો તમે કહેવા લાગ્યા કે આ કયાંથી આવી ? જો કે (બદ્રના યુદ્ધમાં) આનાથી બમણી મુસીબત તમારા હાથે (સામા પક્ષ ઉપર) પડી ચૂકી છે. હે નબી ! આમને કહો, આ મુસીબત તમે પોતે આણેલી છે, અલ્લાહને દરેક વસ્તુનું સામર્થ્ય પ્રાપ્ત છે.

૧૬૬. જે નુકસાન યુદ્ધના દિવસે તમને પહોંચ્યું તે અલ્લાહના આદેશથી હતું અને એ માટે હતું કે અલ્લાહ જોઈ લે કે તમારામાંથી ઈમાનવાળા કોણ છે અને મુનાફિક (દંભી, કપટાચારી) કોણ ?

૧૬૭. તે દંભીઓને જયારે કહેવામાં આવ્યું, ''આવો, અલ્લાહના માર્ગમાં યુદ્ધ કરો અથવા ઓછામાં ઓછું (પોતાના શહેરનું) રક્ષણ જ કરો,'' તો કહેવા લાગ્યા, ''જો અમને ખબર હોત કે આજે યુદ્ધ થશે તો અમે ચોક્કસ તમારા સાથે આવ્યા હોત.'' આ વાત જ્યારે તેઓ કહી રહ્યા હતા તે વખતે તેઓ ઈમાનની સરખામણીમાં કુફ્ર (ઇન્કાર)ના વધુ નજીક હતા. તેઓ પોતાના મોઢેથી તે વાતો કહે છે જે તેમના હૃદયોમાં નથી હોતી, અને જે કંઈ તેઓ હૃદયોમાં છૂપાવે છે અલ્લાહ તેને સારી રીતે જાણે છે.

૧૬૮. આ તે જ લોકો છે જેઓ પોતે તો બેસી રહ્યા અને તેમના જે બાંધવો લડવા ગયા અને માર્યા ગયા તેમના વિષે તેમણે કહી દીધું કે જો તેમણે અમારી વાત માની લીધી હોત તો માર્યા ન જતા. તેમને કહો કે જો તમે પોતાના આ કથનમાં સાચા છો તો સ્વયં તમારૂં મૃત્યુ આવે ત્યારે તેને ટાળીને દેખાડી દેજો.

૧૬૯. જે લોકો અલ્લાહના માર્ગમાં માર્યા ગયા છે તેમને મૃત ન સમજો, તેઓ તો હકીકતમાં જીવંત છે, પોતાના રબને ત્યાં રોજી મેળવી રહ્યા છે,

૧૭૦. જે કંઈ અલ્લાહે પોતાની કૃપાથી તેમને પ્રદાન કર્યું છે, તેના ઉપર ખુશ



છે, અને સંતુષ્ટ છે કે જે ઈમાનવાળાઓ તેમના પાછળ દુનિયામાં રહી ગયા છે અને હજુ ત્યાં પહોંચ્યા નથી તેમના માટે પણ કોઈ ભય અને દુઃખનું કારણ નથી.

૧૭૧. તેઓ અલ્લાહના ઈનામ અને તેની કૃપા ઉપર આનંદિત અને ખુશ છે અને તેમણે જાણી લીધું છે કે અલ્લાહ ઈમાનવાળાઓના બદલાને વ્યર્થ જવા દેતો નથી. (રુકૂઅ-૧૭)

૧૭૨. (આવા ઈમાનવાળાઓના બદલાને) જેમણે ઘા ખાધા પછી પણ અલ્લાહ અને રસૂલનો પોકારનો સ્વીકાર કર્યો – તેમનામાંથી જે વ્યક્તિઓ સદાચારી અને સંયમી છે, તેમના માટે મોટો બદલો છે.

૧૭૩. – જેમને લોકોએ કહ્યું, ''તમારા વિરૂદ્ધ મોટી સેનાઓ એકઠી થઈ છે, તેમનાથી ડરો.'' તો આ સાંભળી તેમનું ઈમાન ખૂબ વધી ગયું અને તેમણે જવાબ આપ્યો, ''અમારા માટે અલ્લાહ પૂરતો છે અને તે જ સર્વોત્તમ કાર્યસાધક છે.''

૧૭૪. છેવટે તેઓ અલ્લાહની બક્ષિસ અને કૃપા સાથે પાછા આવ્યા, તેમને કોઈ પ્રકારનું નુકસાન પણ ન થયું અને અલ્લાહની મરજી મુજબ ચાલવાનું શ્રેય પણ તેમને પ્રાપ્ત થઈ ગયું, અલ્લાહ મોટો કૃપાવાન છે.

૧૭૫. હવે તેમને ખબર પડી ગઈ કે તે ખરેખર શેતાન હતો જે પોતાના મિત્રોથી અમસ્તો ડરાવી રહ્યો હતો, એટલે ભવિષ્યમાં તમે મનુષ્યોથી ન ડરશો, મારાથી ડરજો જો તમે ખરેખર ઈમાનવાળા છો.

૧૭૬. (હે પયગંબર !) જે લોકો આજે કુફ્ર (ઇન્કાર)ના માર્ગમાં ભારે દોડધામ કરી રહ્યા છે તેમની પ્રવૃત્તિઓ તમને દુઃખી ન કરે, તેઓ અલ્લાહનું કંઈ પણ બગાડી શકશે નહીં. અલ્લાહનો ઇરાદો એ છે કે તેમના માટે આખિરત (પરલોક)માં કોઈ હિસ્સો ન રાખે, અને છેવટે તેમને કઠોર સજા મળવાની છે.

૧૭૭. જે લોકો ઈમાનને છોડીને કુફ્ર (ઇનકાર)ના ખરીદનારા બન્યા છે, તેઓ નિશ્ચિતપણે અલ્લાહને કોઈ નુકસાન નથી પહોંચાડી રહ્યા, તેમના માટે પીડાકારી સજા તૈયાર છે.

૧૭૮. આ મહેતલ જે અમે તેમને આપી રહ્યા છીએ, તેને આ કાફિરો (વિધર્મીઓ) પોતાના હિતમાં સારી ન સમજે, અમે તો તેમને એટલા માટે મહેતલ આપી રહ્યા છીએ કે તેઓ ગુનાઓનો ભારે બોજ ભેગો

કરી લે, પછી તેમના માટે કઠોર અપમાનજનક સજા છે.

૧૭૯. અલ્લાહ ઈમાનવાળાઓને તે સ્થિતિમાં કદાપિ નહીં રહેવા દે જેમાં તમે લોકો અત્યારે જોવા મળો છો. તે પાક (પવિત્ર) લોકોને નાપાક (અપવિત્ર) લોકોથી જુદા કરીને રહેશે, પરંતુ અલ્લાહની આ રીત નથી કે તમને ગેબ (અદૃષ્ય)ની વાતો જણાવી દે. (ગેબની વાતો બતાવવા અંગે તો) અલ્લાહ પોતાના રસૂલો (સંદેશવાહકો) પૈકી જેને ચાહે છે પસંદ કરી લે છે, તેથી (ગેબની વાતોની બાબતમાં) અલ્લાહ અને તેના રસૂલો ઉપર વિશ્વાસ રાખો. જો તમે ઈમાન અને તકવા (ઈશ-ભય અને સંયમ)ના માર્ગે ચાલશો તો તમને મોટું વળતર મળશે.

૧૮૦. જે લોકોને અલ્લાહે પોતાની કૃપા પ્રદાન કરી છે અને પછી તેઓ કંજૂસી કરે છે તેઓ એ ભ્રમમાં ન રહે કે આ કંજૂસી તેમના માટે સારી છે. નહીં, આ તેમના માટે અત્યંત ખરાબ છે. જે કંઈ તેઓ પોતાની કંજૂસી વડે એકઠું કરી રહ્યા છે તે કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તેમના ગળાની તોક બની જશે. ધરતી અને આકાશોનો વારસો અલ્લાહ જ માટે છે અને તમે જે કંઈ કરો છો અલ્લાહ તેને જાણે છે. (રુકૂઅ-૧૮)

૧૮૧. અલ્લાહે તે લોકોની વાત સાંભળી જેઓ કહે છે કે અલ્લાહ નિર્ધન છે અને અમે ધનવાન છીએ. તેમની આ વાતો પણ અમે લખી લઈશું, અને આ પહેલાં જે તેઓ પયગંબરોને નાહક કતલ કરતા રહ્યા છે તે પણ તેમની કાર્યનોંધમાં અંકિત છે, (જ્યારે ન્યાયનો સમય આવશે તે વખતે) અમે તેમને કહીશું કે લો, હવે જહન્નમની સજાની મજા માણો,

૧૮૨. આ તમારા પોતાના હાથોની કમાણી છે, અલ્લાહ પોતાના બંદાઓ માટે જાલિમ (અન્યાયી) નથી.

૧૮૩. જે લોકો કહે છે કે, ‘‘અલ્લાહે અમને આદેશ આપી રાખ્યો છે કે અમે કોઈને રસૂલ ન માનીએ, જ્યાં સુધી તે અમારા સમક્ષ એવી કુરબાની ન કરે જેને (અદૃશ્યમાંથી આવી) આગ ખાઈ જાય.’’ આમને કહો, ‘‘તમારા પાસે મારા પહેલા ઘણાં રસૂલો આવી ગયા છે જેઓ ઘણી સ્પષ્ટ નિશાનીઓ લાવ્યા હતા અને એ નિશાનીઓ પણ લાવ્યા હતા જેનો તમે ઉલ્લેખ કરો છો, પછી જો (ઈમાન લાવવા માટે એ શરત મૂકવામાં) તમે સાચા છો તો તે રસૂલોને તમે શા માટે કતલ કર્યા ?’’

૧૮૪. હવે હે નબી ! જો આ લોકો તમને ખોટા ઠેરવે છે તો તમારા પહેલાં ઘણાં રસૂલો ખોટા ઠેરવવામાં આવી ચૂક્યા છે, જેઓ સ્પષ્ટ નિશાનીઓ



અને સહીફાઓ (દિવ્ય પુસ્તિકાઓ) અને પ્રકાશ આપનારા પુસ્તકો લાવ્યા હતા.

૧૮૫. છેવટે દરેક વ્યક્તિને મરવાનું છે અને તમે સૌ પોતપોતાનું પૂરેપૂરું વળતર કયામત (પુનરુજ્જીવન)ના દિવસે પામવાના છો. સફળ ખરેખર તે છે જે ત્યાં દોઝખ (નર્ક)ની આગથી બચી જાય અને જન્નત (સ્વર્ગ)માં દાખલ કરી દેવામાં આવે. રહી આ દુનિયા, તો આ માત્ર છેતરામણી વસ્તુ છે.

૧૮૬. મુસલમાનો ! તમને ધન અને પ્રાણ બંને પરીક્ષાઓમાંથી પસાર થવું જ પડશે અને તમે ગ્રંથવાળાઓ (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ) અને મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ) પાસેથી ઘણી દુઃખદાયક વાતો સાંભળશો. જો આ તમામ સંજોગોમાં તમે ધૈર્ય અને તકવા (સંયમ અને ઈશ-ભય)ના માર્ગ ઉપર અડગ રહો તો તે ભારે હિંમતનું કામ છે.

૧૮૭. આ ગ્રંથવાળાઓને તે વચન પણ યાદ દેવડાવો જે અલ્લાહે તેમના પાસેથી લીધું હતું કે તમારે ગ્રંથની શિક્ષાઓને લોકોમાં ફેલાવવી પડશે, તેને છૂપાવી રાખવાની નથી. પરંતુ તેમણે ગ્રંથને પીઠ પાછળ નાખી દીધો અને થોડી કિંમતમાં તેને વેચી નાખ્યો. કેવો ખરાબ સોદો છે જે તેઓ કરી રહ્યા છે.

૧૮૮. તમે તે લોકોને સજાથી મુક્ત ન સમજો જેઓ પોતાના કરતૂતો ઉપર ખુશ છે અને ઇચ્છે છે કે એવા કાર્યોની પ્રશંસા તેમને મળે જે ખરેખર તેમણે નથી કર્યા. હકીકતમાં તેમના માટે પીડાકારી યાતના તૈયાર છે.

૧૮૯. ધરતી અને આકાશોનો માલિક અલ્લાહ છે અને દરેક ઉપર તેને વર્ચસ્વ પ્રાપ્ત છે. (રુકૂઅ-૧૯)

૧૯૦. ધરતી અને આકાશોની રચનામાં અને રાત અને દિવસના વારાફરતી આવવામાં તે બુદ્ધિશાળી વ્યક્તિઓ માટે ઘણી નિશાનીઓ છે

૧૯૧. જેઓ ઉઠતાં-બેસતાં અને સૂતાં, દરેક સ્થિતિમાં અલ્લાહને યાદ કરે છે અને આકાશો અને ધરતીની સંરચનામાં ચિંતન-મનન કરે છે, (તેઓ સહસા બોલી ઉઠે છે) ‘‘પાલનહાર ! આ બધું તે નિરર્થક

અને નિરુદ્દેશ્ય નથી બનાવ્યું, તું પવિત્ર અને મહાન છે એનાથી કે વ્યર્થ કામ કરે. પછી હે રબ ! અમને દોજખ (નર્ક)ની યાતનાથી બચાવી લે.

૧૯૨. તેં જેને નર્કમાં નાખ્યો, તેને હકીકતમાં ભારે અપમાનિત અને ફજેત કર્યો, અને પછી આવા અત્યાચારીઓનો કોઈ મદદગાર નહીં હોય.

૧૯૩. માલિક ! અમે એક પોકારનારને સાંભળ્યો જે ઈમાન તરફ બોલાવતો હતો અને કહેતો હતો કે પોતાના રબ (માલિક અને પાલનહાર)ને માનો. અમે તેના આહ્વાન્ (સંદેશ)ને સ્વીકારી લીધું, તો હે અમારા રબ ! જે ભૂલો અમારાથી થઈ છે તેને માફ કરી દે, જે બૂરાઈઓ અમારામાં છે તેમને દૂર કરી દે અને અમારો અંત નેક (સદાચારી) લોકો સાથે કર.

૧૯૪. હે અમારા રબ ! જે વાયદાઓ તેં પોતાના રસૂલો (ઈશદૂતો) મારફતે કર્યા છે તેમને અમારા સાથે પૂરા કર અને કયામતના દિવસે અમને ફજેત ન કર, નિઃશંક તું પોતાના વાયદાથી વિપરિત કરવાવાળો નથી.''

૧૯૫. જવાબમાં તેમના રબે ફરમાવ્યું, ''હું તમારામાંથી કોઈનું કર્મ વ્યર્થ જવા દેવાનો નથી. ચાહે પુરુષ હોય કે સ્ત્રી, તમે સૌ એક-બીજા જેવા છો. તેથી જે લોકોએ મારા માટે પોતાના વતન છોડ્યા અને જેમને મારા માર્ગમાં પોતાના ઘરોમાંથી કાઢી મૂકવામાં આવ્યા અને પજવવામાં આવ્યા અને મારા માટે લડ્યા અને માર્યા ગયા, તેમની બધી ભૂલો હું માફ કરી દઈશ અને તેમને એવા બાગોમાં દાખલ કરીશ જેની નીચે નહેરો વહેતી હશે. આ તેમનો બદલો (ઇનામ) છે અલ્લાહને ત્યાં, અને સૌથી શ્રેષ્ઠ બદલો અલ્લાહના જ પાસે છે.''

૧૯૬. હે નબી ! દુનિયાના દેશોમાં અલ્લાહના અવજ્ઞાકારી લોકોની ગતિવિધિઓ તમને કોઈ ભ્રમમાં ન નાખી દે.

૧૯૭. આ માત્ર ટૂંકા જીવનનો થોડો આનંદ છે, પછી આ બધા જહન્નમ (નર્ક)માં જશે, જે સૌથી ખરાબ ઠેકાણું છે.

૧૯૮. તેનાથી વિપરિત જે લોકો પોતાના રબ (પ્રભુ)નો ડર રાખીને જીવન વિતાવે છે, તેમના માટે એવા બાગો છે જેમની નીચે નહેરો વહે છે, તે બાગોમાં તેઓ હંમેશાં રહેશે, અલ્લાહ તરફથી આ મિજબાનીનો સામાન છે તેમના માટે, અને જે કંઈ અલ્લાહ પાસે છે સદાચારી લોકો માટે તે જ સર્વ-શ્રેષ્ઠ છે.



૧૯૯. ગ્રંથવાળાઓમાં પણ કેટલાક લોકો એવા છે જેઓ અલ્લાહને માને છે, તે ગ્રંથ ઉપર ઈમાન લાવે છે જે તમારા તરફ મોકલવામાં આવ્યો છે અને તે ગ્રંથ ઉપર પણ ઈમાન ધરાવે છે જે આ પહેલાં સ્વયં તેમના તરફ મોકલવામાં આવ્યો હતો. અલ્લાહ સમક્ષ ઝૂકેલા છે, અને અલ્લાહની આયતોને થોડી કિંમતમાં વેચી નથી નાખતા. તેમનો બદલો તેમના રબના પાસે છે અને અલ્લાહ હિસાબ ચૂકવી આપવામાં વાર નથી લગાડતો.

૨૦૦. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! ધૈર્યથી કામ લો, સત્ય-વિરોધીઓના મુકાબલામાં દૃઢતા દાખવો, સત્યની સેવા માટે કટિબદ્ધ રહો, અને અલ્લાહથી ડરતા રહો. આશા છે કે સફળતા પ્રાપ્ત કરશો. (રુકૂઅ-૨૦)

# (૪) અન્-નિસા

## પરિચય

**ઉતરાણકાળ અને વિષયો :**

સૂરઃ નિસામાં ઘણા પ્રવચનોનો સમાવેશ થયેલો છે, જેનું કદાચ હિ.સ. ૩થી લઈને હિ.સ.૪ના અંત કે પછી હિ.સ. ૫ના આરંભ સુધી જુદા-જુદા સમયગાળામાં અવતરણ થયું છે. જો કે એ નક્કી કરવું મુશ્કેલ છે કે આ સૂરઃની ક્યાંથી ક્યાં સુધીની આયતો એક સળંગ પ્રવચન તરીકે ઊતરી હતી અને તેનો ચોક્કસ ઉતરાણકાળ ક્યો છે. આમ છતાં કેટલાક આદેશો અને બનાવો અંગે કેટલાક એવા સંકેતો મળે છે જેના ઉતરાણના સમયની રિવાયતો દ્વારા જાણ થઈ જાય છે. તેનાથી આપણે તે પ્રવચનો વચ્ચે એક આછી ભેદરેખા જરૂર દોરી શકીએ છીએ જેમાં આ આદેશો અને સંકેતો આવ્યા છે, જેમ કે,

(૧) વારસાની વહેંચણી અને અનાથ બાળકોના અધિકારોના રક્ષણ અંગેના આદેશો ઉહદના યુદ્ધ પછી આવ્યા હતા. આ યુદ્ધમાં સિત્તેર મુસલમાનો શહાદતને વર્યા હતા તેથી મદીનામાં રહેતા તેમના કુટુંબોમાં વારસાની વહેંચણીનો પ્રશ્ન અને જે બાળકો તેઓ પાછળ મૂકી ગયા છે તેમના અધિકારોના રક્ષણનો પ્રશ્ન ઉપસ્થિત થાય તે સ્વાભાવિક હતું.

(૨) રિવાયતોમાં યુદ્ધ સમયે નમાઝ પઢવાની પદ્ધતિ (સલાતે-ખૌફ) વિષે સૂચનાઓનો ઉલ્લેખ 'ઝાતુર્રિકાઅ'ના યુદ્ધમાં મળે છે જે હિ.સ. ૪માં થયું હતું. તેના ઉપરથી એવું તારવી શકાય કે રુકૂઅ-૧૫ની આયતોનું ઉતરાણ તે ગાળા દરમ્યાન થયું હોવું જોઈએ જેમાં આ પ્રકારની નમાઝની પદ્ધતિ બતાવવામાં આવી છે.

(૩) આ સૂરઃની ૪૭મી આયતમાં યહૂદીઓને છેલ્લી ચેતવણી આપવામાં આવી છે. મદીનામાંથી 'બની નઝીર' કબીલાને દેશનિકાલ કરવામાં આવ્યો ત્યારે આ ચેતવણી ઉચ્ચારવામાં આવી કે ''ઈમાન લઈ આવો, તે પહેલાં કે અમે ચહેરા બગાડીને પાછળના તરફ ફેરવી દઈએ,'' આ પ્રસંગ હિ.સ. ૪ના રબીઉલ્ અવ્વલમાં બન્યો હતો. આના ઉપરથી એમ સ્પષ્ટ અનુમાન કરી શકાય કે આયત ૪૭નો સમાવેશ કરતા ખુત્બા (પ્રવચન)નું ઉતરાણ તે બનાવ બન્યાના થોડા સમય અગાઉ થયું હોવું જોઈએ.

(૪) વુઝૂ કરવા માટે પાણી ન મળે તો તયમ્મુમ (પવિત્ર અને સ્વચ્છ માટીથી વુઝૂ કરવાની પદ્ધતિ) કરવાની છૂટ હિ.સ.૫માં 'બની અલ-મુસ્તલિક'ના યુદ્ધ વખતે આપવામાં આવી હતી. આથી એવો અંદાજ બાંધી



શકાય કે તયમ્મુમ વિષેની સૂચના ધરાવતી આયત ૪૩નો જે ખુત્બામાં સમાવેશ થાય છે તેનું ઉતરાણ સંભવતઃ તે ગાળામાં થયું હોવું જોઈએ.

**પશ્ચાદભૂમિ :**

આમ, સમગ્રપણે આ સૂરઃના ઉતરાણનો સમય જાણી લીધા પછી આપણે તે કાળના ઈતિહાસ ઉપર એક દૃષ્ટિપાત કરી લેવો જોઈએ, જેથી સૂરઃના વિષયો સમજવામાં મદદરૂપ થાય. પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.) સમક્ષ તે સમયે જે ત્રણ મોટા પ્રશ્નો ઉપસ્થિત થયા હતા તેના સાથે આ સૂરઃના તમામ પ્રવચનો સંબંધ ધરાવે છે. તેમના સામે તે સમયે સૌથી મોટો પ્રશ્ન મદીનાના નવોદિત મુસ્લિમ સમાજના સર્વાંગી વિકાસનો હતો. તેઓ નવા જ નૈતિક મૂલ્યો સ્થાપીને સાંસ્કૃતિક અને સામાજીક વ્યવસ્થાને નવો ઓપ આપવાના અત્યંત મુશ્કેલ કાર્યમાં વ્યસ્ત હતા. મુશ્રિક આરબો, યહૂદી કબીલાઓ અને દંભી મુસલમાનો સાથેનો મુસ્લિમોનો સંઘર્ષ દિન-પ્રતિદિન તીવ્ર બનતો જઈ રહ્યો હતો. તે લોકો સમાજ-સુધારણાની આ ઝુંબેશનો સખત વિરોધ કરતા હતા અને આ તમામ કાર્યો દરમ્યાન પણ પયગંબર (સલ્લ.)ને ઈસ્લામી શિક્ષણના પ્રચાર દ્વારા વધુને વધુ લોકોને તે તરફ વાળવા માટેનો સમય તો કાઢવો જ પડતો હતો, કેમ કે વાસ્તવમાં તે જ પાયાનું કામ હતું.

પરિણામે અલ્લાહતઆલાએ મુસ્લિમ સમાજને વધુ સુદૃઢ અને મજબૂત બનાવવા વિષે જે આદેશો સૂરઃ બકરહમાં આપવાનો પ્રારંભ કર્યો હતો, તે આદેશો વધુ વિગતવાર આ સૂરઃમાં આપવામાં આવ્યા છે. કૌટુંબિક ઝઘડાઓના નિવારણના ઉપાયો અને સહજ પારિવારિક સંબંધો અંગે વિસ્તૃત નિયમો આ સૂરઃમાં આપવામાં આવ્યા છે. લગ્નના નિયમો અને પતિ-પત્નીના અધિકારો અંગેનું માર્ગદર્શન પણ આમાં છે. સ્ત્રીનું સમાજમાં શું સ્થાન હોવું જોઈએ તેનો નિર્દેશ પણ આ સૂરઃમાં છે. આ ઉપરાંત અનાથ બાળકોના અધિકારો તેમજ કુટુંબની મિલ્કતના વારસાની વહેંચણી અંગેના નિયમોનું જાહેરનામું આ સૂરઃમાં છે. સૌથી મહત્ત્વની વાત તો એ છે કે ઈસ્લામના ફોજદારી કાયદાઓનો પાયો આ સૂરઃમાં જોવા મળે છે. આ ઉપરાંત શરાબને પ્રતિબંધિત કરતા આદેશો તથા સ્વચ્છતા અને પવિત્રતાનું મહત્ત્વ સમજાવતી શિક્ષાઓથી આ સૂરઃ ભરપૂર છે. મુસ્લિમોએ અલ્લાહ તેમજ અલ્લાહના બંદાઓ સાથે કેવો વ્યવહાર રાખવો જોઈએ તેની સમજ પણ આ સૂરઃમાં આપવામાં આવી છે. મુસ્લિમ સમાજને શિસ્તબદ્ધ બનાવવાને લગતા આદેશો પણ આ સૂરઃનું મહત્ત્વનું અંગ છે.

મુસલમાનોને બોધપાઠ આપવા માટે અહલે કિતાબ (ગ્રંથવાળાઓ અર્થાત્ યહૂદીઓ અને ખ્રિસ્તીઓ)ની ધાર્મિક અને નૈતિક સ્થિતિની આ સૂરઃમાં

સમીક્ષા કરવામાં આવી છે અને મુસલમાનોને તેમના પદ્દચિહ્નો ઉપર ચાલવા અંગે પૂર્વ-ચેતવણી ઉચ્ચારવામાં આવી છે. આ સૂરઃમાં દંભી મુસલમાનોની આકરી ટીકા કરીને દંભ અને કપટ તથા સાચી ધર્મપરાયણતા વચ્ચેનો તફાવત સમજાવવામાં આવ્યો છે.

ઉહદના યુદ્ધ પછી મુસલમાનોના શત્રુઓ મુશ્રિક (અનેકેશ્વરવાદી) આરબો, યહૂદી કબીલાઓ અને દંભીઓ ખૂબ નીડર બની ગયા હતા, જ્યારે મુસલમાનો ચારે બાજુથી ભયમાં ઘેરાઈ ગયેલા હતા. આ પરિસ્થિતિમાં અલ્લાહતઆલાએ જુસ્સાપ્રેરક પ્રવચનો દ્વારા મુસલમાનોને મુકાબલા માટે ઉત્પ્રેરિત કર્યા અને બીજી તરફ યુદ્ધની પરિસ્થિતિમાં કેવી રીતે વર્તવું તેના જુદા-જુદા આવશ્યક આદેશો આપ્યા. મદીનામાં તે સમયે મુસલમાનોમાં હતાશા ફેલાવવા દંભીઓ અનેક જાતની અફવાઓ વહેતી મૂકતા હતા. આવી અફવાઓ નહીં માનવા અને તે પ્રકારની વાતોની પૂરી તપાસ કર્યા પછી જ તેનો સ્વીકાર કરવાની સૂચનાઓ મુસલમાનોને આપવામાં આવી. એ કાળમાં મુસલમાનો માટે અવાર-નવાર યુદ્ધના પ્રસંગો ઊભા થતા હતા, તેથી તેઓ અમુક સમયે નમાઝ પઢવામાં અને વુઝૂ કરવામાં મુશ્કેલી અનુભવતા હતા. આવી પરિસ્થિતિમાં નમાઝ ટૂંકાવી નાખવા તેમજ પાણી અપ્રાપ્ય હોય ત્યારે સ્નાન અને વુઝૂના બદલે માટીથી 'તયમ્મુમ' કરવાની છૂટ આપતો આદેશ આ સૂરઃમાં છે. મુસલમાનો સાથે વારંવાર યુદ્ધે ચઢતા મુશ્રિક આરબો વચ્ચે ઘેરાયેલા મુસલમાનોનો પ્રશ્ન પણ મુંઝવણ બની ગયો હતો. આ બાબતમાં એક તરફ મુસ્લિમ સમાજને વિગતવાર આદેશો આપવામાં આવ્યા અને બીજી તરફ તે મુસલમાનોને હિજરત કરીને મદીના ચાલી આવવા માટે પ્રોત્સાહન આપવામાં આવ્યું.

યહુદી કબીલાને તેના દુષ્ટ કૃત્યો અને વર્તણૂક, ષડયંત્રો અને પ્રપંચો, શત્રુતા અને વારંવાર સંધિ-ભંગ માટે અંતિમ ચેતવણી આપવામાં આવી. આ પછી જ તે કબીલાને મદીનાથી દેશનિકાલ આપવામાં આવ્યો હતો.

મુનાફિકોના જુદા-જુદા જૂથો વિભિન્ન રીતે વર્તી રહ્યા હતા અને મુસલમાનો એ નક્કી કરી શકતા ન હતા કે કયા મુનાફિક સાથે કેવું વલણ અપનાવે. આથી આ સૂરઃ દ્વારા તેવા દંભીઓનું વર્ગીકરણ કરી દેવામાં આવ્યું અને દરેક પ્રકારના મુનાફિક જૂથ સાથે કેવો વ્યવહાર કરવો તે બતાવી દેવામાં આવ્યું.

મુસલમાનો સાથે સંધિ ન કરી હોય તેવા કબીલાઓ સાથે મુસલમાનોએ કેવો વ્યવહાર રાખવો તે પણ સ્પષ્ટ કરી દેવામાં આવ્યું. પરંતુ તે વખતની તાતી



જરૂરત તો મુસલમાનોના ચારિત્ર્ય નિષ્કલંક હોય તેની હતી, કેમ કે આ સંઘર્ષમાં આ નાનકડું જૂથ જો જીતી શકતું હતું, તો તે પોતાના ઉત્તમ ચરિત્રના આધારે જ જીતી શકતું હતું. આથી મુસલમાનોને નૈતિકતાના ઉચ્ચ મૂલ્યોની શિક્ષા આપવામાં આવી અને જ્યાં ઊણપ દેખાઈ ત્યાં તેમની આકરી ટીકા પણ કરવામાં આવી.

આ સૂરઃમાં ઇસ્લામના પ્રચાર અંગે પણ પૂરતું લક્ષ્ય આપવામાં આવ્યું છે. એક તરફ ઇસ્લામ જે નૈતિક અને સાંસ્કૃતિક સુધારણા તરફ જગતને આમંત્રણ આપી રહ્યો હતો, તેની સ્પષ્ટતા કરવામાં આવી છે અને બીજી બાજુ યહૂદીઓ, ખ્રિસ્તીઓ અને અન્ય મુશ્રિકોના ખોટા ધાર્મિક ખ્યાલો, અનૈતિકતા અને દુષ્કૃત્યોની કઠોર નિંદા કરીને સત્ય-ધર્મ તરફ આમંત્રણ આપવામાં આવ્યું છે.

•

# (૪) સૂર : અન્-નિસા

(મદીનામાં અવતરિત થઈ • રુકૂઅ : ૨૪ • આયતો : ૧૭૬)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. લોકો ! પોતાના રબ (માલિક અને પાલનહાર)થી ડરો, જેણે તમને એક જીવથી પેદા કર્યા અને તે જ જીવથી તેનું જોડું બનાવ્યું અને આ બંનેથી ઘણા પુરુષો અને સ્ત્રીઓ દુનિયામાં ફેલાવી દીધા. તે અલ્લાહથી ડરો જેના નામે તમે એક-બીજા પાસેથી પોતાના હક્ક માગો છો, અને રિશ્તા-નાતાઓના સંબંધો બગાડવાથી દૂર રહો. વિશ્વાસ રાખો કે અલ્લાહ તમારા ઉપર નિરીક્ષક છે.

૨. અનાથોના માલ તેમને પાછા આપો, સારા માલને ખરાબ માલથી બદલી ન નાખો, અને તેમના માલ પોતાના માલના સાથે ભેળવી દઈ ખાઈ ન જાવ, આ ખૂબ મોટું પાપ છે.

૩. અને જો તમને ડર હોય કે અનાથો સાથે ન્યાય નહીં કરી શકો, તો જે સ્ત્રીઓ તમને પસંદ પડે તેમાંથી બબ્બે, ત્રણ-ત્રણ, ચાર-ચાર સાથે નિકાહ (લગ્ન) કરી લો, પરંતુ જો તમને ભય હોય કે તેમના સાથે ન્યાય નહીં કરી શકો તો પછી એક જ પત્ની કરો, અથવા તે સ્ત્રીઓને પત્નીઓ બનાવી લો જે તમારા કબ્જામાં આવી છે, અન્યાયથી બચવા માટે આ વધુ યોગ્ય છે.

૪. અને સ્ત્રીઓની મહ્ર (નિકાહના બદલામાં નવવધુને આપવામાં આવતી રકમ) રાજી-ખુશીથી (અનિવાર્ય સમજીને) અદા કરો. અલબત્ત, જો તેઓ પોતે પોતાની મરજીથી મહ્રનો કોઈ ભાગ તમને માફ કરી આપે તો તેને તમે મજેથી ખાઈ શકો છો.

૫. અને પોતાના તે માલ જેમને અલ્લાહે તમારા માટે જીવન-નિર્વાહ માટેના સાધનો બનાવ્યા છે, નાસમજ લોકોને ન સોંપો. અલબત્ત, તેમને ખોરાકી-પોશાકી (ખાવા-પહેરવાનો ખર્ચ, નિર્વાહનો ખર્ચ) આપો અને તેમને સારી શિખામણ આપો.

૬. અને અનાથોની પરીક્ષા કરતા રહો, જ્યાં સુધી તેઓ લગ્ન (નિકાહ) કરવા યોગ્ય ઉંમરે પહોંચી જાય. પછી જો તમને તેમનામાં યોગ્યતા દેખાય તો તેમના માલ તેમને સોંપી દો. એવું કદાપિ ન કરશો કે ન્યાયની સીમાઓનું ઉલ્લંઘન કરીને એવા ડરથી તેમનો માલ ઝડપથી ખાઈ



જાઓ કે તેઓ મોટા થઈને પોતાના અધિકારની માગણી કરશે. અનાથનો જે સંરક્ષક ધનવાન હોય, તે તકવા (સંયમ)થી કામ લે અને જે ગરીબ હોય તે સામાન્ય નિયમ પ્રમાણે ભલી રીતે ખાય. પછી જ્યારે તેમના માલ તેમને સોંપો ત્યારે લોકોને તેના ઉપર સાક્ષી બનાવી લો, અને હિસાબ લેવા માટે અલ્લાહ પૂરતો છે.

૭. પુરુષો માટે તે માલમાં હિસ્સો છે જે માતા-પિતા અને નજીકના સગાઓએ પાછળ મૂક્યો હોય, અને સ્ત્રીઓ માટે પણ તે માલમાં હિસ્સો છે જે માતા-પિતા અને નજીકના સગાઓએ પાછળ મૂક્યો હોય, ચાહે થોડો હોય કે વધારે, અને આ હિસ્સો (અલ્લાહ તરફથી) નિર્ધારિત કરેલો છે.

૮. અને જ્યારે વહેંચણીના સમયે કુટુંબના લોકો અને અનાથો અને નિર્ધનો આવે તો તે માલમાંથી તેમને પણ થોડું આપો અને તેમના સાથે સજ્જનોની જેમ ભલા માણસો જેવી વાત કરો.

૯. લોકોએ તે વાતનો વિચાર કરીને ડરવું જોઈએ કે જો તેઓ પોતે પોતાના પાછળ લાચાર સંતાન મૂકી ગયા હોત તો મૃત્યુ વખતે તેમને પોતાના બાળકો વિષે કેટલી આશંકાઓ ઘેરી લેતી. તેથી તેમણે અલ્લાહથી ડરવું જોઈએ અને ન્યાયોચિત વાત કરવી જોઈએ.

૧૦. જે લોકો અન્યાયપૂર્વક અનાથોનો માલ ખાય છે, હકીકતમાં તેઓ પોતાના પેટ આગથી ભરે છે, અને તેઓ ચોક્કસ જહન્નમ (નર્ક)ની ભડકે બળતી આગમાં ઝોકવામાં આવશે.(રુકૂઅ-૧)

૧૧. તમારી સંતાન અંગે અલ્લાહ તમને આદેશ આપે છે કે પુરુષનો હિસ્સો બે સ્ત્રીઓ બરાબર છે. જો (મૃત્યુ પામનારની વારસદાર) બેથી વધુ પુત્રીઓ હોય તો તેમને છોડવામાં આવેલ સંપત્તિનો બે-તૃતિયાંશ આપવામાં આવે. અને જો એક જ પુત્રી વારસદાર હોય તો છોડવામાં આવેલ સંપત્તિનો અડધો ભાગ તેનો છે. જો મરનાર બાળકો ધરાવતો હોય તો તેના માતા-પિતામાંથી પ્રત્યેકને, છોડવામાં આવેલ સંપત્તિનો છઠ્ઠો હિસ્સો મળવો જોઈએ. અને જો તે નિઃસંતાન હોય અને માતા-પિતા જ તેના વારસદાર હોય તો માતાને ત્રીજો હિસ્સો આપવામાં આવે. અને જો મૃત્યુ પામનારના ભાઈ-બહેન પણ હોય તો માતા છઠ્ઠા ભાગની હક્કદાર થશે. (આ બધા હિસ્સા તે વખતે કાઢવામાં આવશે) જ્યારે વસિયત જે મૃત્યુ પામનારે કરી હોય તે પૂરી કરી દેવામાં આવે અને દેવું જે તેના માથે હોય તે ચૂકવી દેવામાં આવે. તમે નથી

જાણતા કે તમારા માતા-પિતા અને તમારી સંતાનમાંથી કોણ લાભની દૃષ્ટિએ તમારાથી વધુ નિકટ છે. આ હિસ્સા અલ્લાહે નિર્ધારિત કરી દીધા છે, અને અલ્લાહ નિઃસંદેહ બધી હકીકતોથી વાકેફ છે અને ભલાઈ શામાં છે તેને તે જાણે છે.

૧૨. અને તમારી પત્નીઓએ જે કંઈ પાછળ મૂક્યું હોય તેનો અડધો હિસ્સો તમને મળશે જો તેઓ નિઃસંતાન હોય, નહીં તો સંતાન હોવાની સ્થિતિમાં છોડવામાં આવેલ સંપત્તિનો એક-ચતુર્થાંશ હિસ્સો તમારો છે, તે પછી કે વસિયત જે તેમણે કરી છે તે પૂરી કરી દેવામાં આવે, અને દેવું જે તેઓ મૂકી ગઈ હોય તે ચૂકવી આપવામાં આવે, અને તેઓ તમારી છોડવામાં આવેલ સંપત્તિમાંથી એક-ચતુર્થાંશ હિસ્સાની હકદાર થશે જો તમે નિઃસંતાન હોવ, નહીં તો સંતાન હોવાની સ્થિતિમાં તેમનો હિસ્સો આઠમો હશે, તે પછી કે એ વસિયત જે તમે કરી હોય તે પૂરી કરી દેવામાં આવે અને જે દેવું તમે મૂકી ગયા હોવ તે ચૂકવી આપવામાં આવે. અને જો તે પુરુષ અથવા સ્ત્રી (જેનો વારસો વહેંચણીને પાત્ર છે) નિઃસંતાન પણ હોય અને તેના માતા-પિતા પણ જીવતા ન હોય, પરંતુ તેનો એક ભાઈ અથવા એક બહેન જીવંત હોય તો ભાઈ અને બહેન પ્રત્યેકને છઠ્ઠો હિસ્સો મળશે, અને ભાઈ-બહેન એક કરતાં વધુ હોય તો કુલ છોડવામાં આવેલ સંપત્તિના એક-તૃતિયાંશમાં તેઓ સૌ ભાગીદાર હશે, તે પછી કે વસિયત જે કરવામાં આવી હોય તે પૂરી કરી દેવામાં આવે અને દેવું જે મરનારે મૂક્યું હોય તે ચૂકવી આપવામાં આવે, તે શરતે કે તે નુકસાનકારક ન હોય. આ હુકમ છે અલ્લાહ તરફથી અને અલ્લાહ અત્યંત સર્વજ્ઞ અને સહનશીલ છે.

૧૩. આ અલ્લાહની નિર્ધારિત કરેલ સીમાઓ છે. જે અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરશે તેને અલ્લાહ એવા બાગોમાં દાખલ કરશે જેના નીચે નહેરો વહેતી હશે અને તે બાગોમાં તે હંમેશાં રહેશે અને આ જ મોટી સફળતા છે.

૧૪. અને જે અલ્લાહ અને તેના રસૂલની અવજ્ઞા કરશે અને તેણે ઠરાવેલી સીમાઓનું ઉલ્લંઘન કરશે તેને અલ્લાહ આગમાં નાખશે જેમાં તે હંમેશાં રહેશે અને તેના માટે અપમાનજનક સજા છે.(રુકૂઅ-૨)

૧૫. તમારી સ્ત્રીઓમાંથી જે બદકારી (વ્યભિચાર) કરે તેમના ઉપર તમારામાંથી ચાર પુરુષોની સાક્ષી લો, અને જો ચાર પુરુષો સાક્ષી આપી



દે તો તેમને ઘરોમાં બંધ રાખો ત્યાં સુધી તેમને મૃત્યુ આવી જાય અથવા અલ્લાહ તેમના માટે કોઈ રસ્તો કાઢી આપે.

૧૬. અને તમારામાંથી જે આ કૃત્ય આચરે તે બંનેને પીડા આપો, પછી જો તેઓ તૌબા (માફી અને પશ્ચાતાપ) કરે અને પોતાને સુધારી લે તો તેમને છોડી દો કે અલ્લાહ મહાન તૌબા સ્વીકારનાર અને દયાળુ છે.

૧૭. હા, એ જાણી લો કે અલ્લાહ ઉપર તૌબાના સ્વીકારનો હક્ક તે લોકો માટે જ છે જેઓ અજાણતામાં કોઈ ખરાબ કૃત્ય કરી બેસે છે અને તે પછી તરત જ તૌબા કરી લે છે. આવા લોકો તરફ અલ્લાહ પોતાની કૃપાદૃષ્ટિથી ફરી ધ્યાન આપે છે, અને અલ્લાહ બધી જ વાતોની ખબર રાખનાર અને તત્ત્વદર્શી છે.

૧૮. પરંતુ તૌબા તે લોકો માટે નથી જેઓ ખરાબ કૃત્યો કરતાં જ રહે છે, ત્યાં સુધી કે જ્યારે તેમનામાંથી કોઈના મૃત્યુનો સમય આવી જાય છે તે વખતે તે કહે છે કે હવે મેં તૌબા કરી, અને તે જ રીતે તૌબા તે લોકો માટે પણ નથી જેઓ મૃત્યુ-પર્યંત કાફિર (ઇન્કાર કરનાર બની) રહે. આવા લોકો માટે તો અમે દુઃખદાયી યાતના તૈયાર કરી રાખી છે.

૧૯. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! તમારા માટે એ હલાલ (વૈધ) નથી કે બળજબરીપૂર્વક સ્ત્રીઓના વારસદાર બની બેસો. અને એ પણ હલાલ નથી કે તેમને પજવીને તે મહ્રનો કેટલોક ભાગ પડાવી લેવાની કોશિશ કરો જે તમે તેમને આપી ચૂક્યા છો. હા, જો તેઓ કોઈ દેખીતું બદકારીનું કામ કરે (તો ચોક્કસ તેમને તંગ કરવાનો હક્ક છે.) તેમના સાથે ભલી રીતે જીવન ગુજારો. જો તેઓ તમને પસંદ ન હોય તો બની શકે છે કે એક વસ્તુ તમને પસંદ ન હોય પરંતુ અલ્લાહે તેમાં જ ઘણી ભલાઈઓ મૂકી દીધી હોય.

૨૦. અને જો તમે એક પત્નીની જગ્યાએ બીજી પત્ની કરવાનો નિશ્ચય જ કરી લો તો પછી તમે તેને ધનનો ઢગલો આપ્યો હોય તો પણ તેમાંથી કંઈ પણ પાછું ન લેશો. શું તમે જૂઠું કલંક મૂકીને અને ખુલ્લો અન્યાય કરીને તેને પાછું લેશો ?

૨૧. અને તમે તે કેવી રીતે લઈ લેશો જ્યારે તમે એક-બીજાથી આનંદ પ્રાપ્ત કરી ચૂક્યા છો અને તેઓ તમારા પાસેથી પાકું વચન લઈ ચૂકી છે ?

૨૨. અને જે સ્ત્રીઓ સાથે તમારા પિતાઓ નિકાહ (લગ્ન) કરી ચૂક્યા હોય તેમના સાથે કદાપિ નિકાહ ન કરો, પરંતુ જે પહેલાં થઈ ગયું તે થઈ ગયું. હકીકતમાં આ એક અશ્લિલ કૃત્ય છે, ધૃણાસ્પદ છે અને ખરાબ પ્રથા છે.(રુકૂઅ-૩)

૨૩. તમારા માટે હરામ (અવૈધ) કરવામાં આવી તમારી માતાઓ, પુત્રીઓ, બહેનો, ફોઈઓ, માસીઓ, ભત્રીજીઓ, ભાણીઓ અને તમારી તે માતાઓ જેમણે તમને દૂધ પીવડાવ્યું હોય, અને તમારી દૂધ-બહેનો, અને તમારી પત્નીઓની માતાઓ, અને તમારી પત્નીઓની પુત્રીઓ જેઓ તમારા ખોળામાં ઉછરી છે. — તે પત્નીઓની પુત્રીઓ જેમના સાથે તમારો પતિ-પત્ની તરીકેનો સંબંધ સ્થાપિત થઈ ચૂકયો હોય, અન્યથા જો (માત્ર નિકાહ થયા હોય અને) પતિ-પત્નીનો સંબંધ ન થયો હોય તો (તેમને છોડીને તેમની પુત્રીઓ સાથે લગ્ન (નિકાહ) કરી લેવામાં) તમારી કોઈ પકડ નથી — અને તમારા તે પુત્રોની પત્નીઓ જેઓ તમારા વીર્યથી હોય. અને તમારા માટે તે પણ હરામ (અવૈધ) કરવામાં આવ્યું છે કે એક સાથે બે બહેનોથી લગ્ન (નિકાહ) કરો, પરંતુ જે અગાઉ થઈ ગયું તે થઈ ગયું, અલ્લાહ માફ કરનાર અને દયાળુ છે.

૨૪. **અને તે સ્ત્રીઓ પણ તમારા માટે હરામ (અવૈધ) છે જેઓ કોઈ** બીજાના દામ્પત્ય-જીવનમાં હોય (મુહસનાત), અલબત્ત એવી સ્ત્રીઓ આમાં અપવાદરૂપ છે જે (યુદ્ધમાં) તમારા હાથ લાગે. આ અલ્લાહનો કાનૂન છે જેનું પાલન તમારા માટે અનિવાર્ય કરવામાં આવ્યું છે.

આ સિવાય જેટલી સ્ત્રીઓ છે તેમને પોતાના ધન દ્વારા પ્રાપ્ત કરવાનું તમારા માટે હલાલ (વૈધ) કરી દેવામાં આવ્યું છે, એ શરતે કે નિકાહના બંધન (લગ્ન-બંધન)માં તેમને સુરક્ષિત કરો, ન કે સ્વછંદતાપૂર્વક કામવાસના સંતોષવા લાગો. પછી દાંપત્ય-જીવનનો જે આનંદ તમે તેમનાથી મેળવો તેના બદલામાં તેમની મહ્ર અનિવાર્ય સમજીને અદા કરો. અલબત્ત, મહ્ર નક્કી થઈ ગયા પછી પરસ્પર રાજી-ખુશીથી તમારા વચ્ચે જો કોઈ સમજૂતી થઈ જાય તો તેમાં કોઈ દોષ નથી, અલ્લાહ સર્વજ્ઞ અને તત્ત્વદર્શી છે.

૨૫. અને તમારામાંથી જે વ્યક્તિ એટલી શક્તિ ન ધરાવતો હોય કે ખાનદાન મુસલમાન સ્ત્રીઓ (મુહસનાત) સાથે નિકાહ (લગ્ન) કરી શકે, તે તમારી તે દાસીઓમાંથી કોઈના સાથે નિકાહ કરી લે, જે તમારા કબ્જામાં હોય અને મોમિન (ઈમાનવાળી) હોય. અલ્લાહ તમારા



સૌના ઈમાનની સ્થિતિથી સારી રીતે વાકેફ છે, તમે સૌ એક જ જૂથના લોકો છો, આથી તેમના સંરક્ષકોની પરવાનગીથી તેમના સાથે નિકાહ (લગ્ન) કરી લો અને ભલી રીતે તેમની મહ્ર ચૂકવી દો, જેથી તેઓ નિકાહના બંધન (લગ્ન-બંધન)માં સુરક્ષિત બનીને રહે, સ્વછંદતાપૂર્વક કામવાસના પૂરી કરતી ન ફરે અને ગુપચુપ અવૈધ સંબંધો ઊભા ન કરે. પછી જ્યારે તેઓ નિકાહના બંધનમાં સુરક્ષિત થઈ જાય અને ત્યારબાદ કોઈ બદકારી (વ્યભિચાર) કરી બેસે તો તેમના માટે તે સજાની સરખામણીમાં અડધી સજા છે જે ખાનદાન સ્ત્રીઓ★ માટે ઠરાવેલી છે. આ સુવિધા તમારામાંથી તે લોકો માટે ઊભી કરવામાં આવી છે જેમને નિકાહ (લગ્ન) ન કરવાથી સંયમ ન જાળવી શકવાનો ભય હોય. પરંતુ જો તમે ધૈર્ય રાખો તો આ તમારા માટે વધુ સારૂં છે, અને અલ્લાહ માફ કરનાર અને દયાળુ છે (રુકૂઅ-૪)

૨૬. અલ્લાહ ચાહે છે કે તમારા ઉપર તે માર્ગો સ્પષ્ટ કરે અને તે જ માર્ગો ઉપર તમને ચલાવે જેનું અનુસરણ તમારા પહેલા થઈ ગયેલા સદાચારીઓ કરતા હતા. તે તમારા તરફ કૃપાપૂર્વક પલટવાનો ઈરાદો ધરાવે છે, અને તે બધું જાણનાર પણ છે અને તત્ત્વદર્શી પણ છે.

૨૭. હા, અલ્લાહ તો તમારા તરફ કૃપાપૂર્વક પલટવાનો ઈરાદો ધરાવે છે, પરંતુ જે લોકો સ્વયં પોતાની મનેચ્છાઓના પાછળ ચાલી રહ્યા છે, તેઓ ચાહે છે કે તમે સીધા માર્ગથી ચલિત થઈ દૂર નીકળી જાઓ.

૨૮. અલ્લાહ તમારા ઉપરના બંધનોને હળવા કરવા ચાહે છે કારણ કે માનવી નિર્બળ પેદા કરવામાં આવ્યો છે.

૨૯. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! પરસ્પર એક-બીજાનો માલ અનુચિત રીતે ન ખાઓ, લેવડ-દેવડ થવી જોઈએ એક-બીજાની સંમતિથી. અને પોતે પોતાની હત્યા ન કરો. વિશ્વાસ રાખો કે અલ્લાહ તમારા ઉપર કૃપાશીલ છે.

૩૦. જે વ્યક્તિ અત્યાચારપૂર્વક આવું કરશે તેને અમે ચોક્કસ આગમાં નાખીશું અને અલ્લાહ માટે આ કોઈ મુશ્કેલ કાર્ય નથી.

૩૧. જો તમે તે મોટા-મોટા ગુનાઓથી બચતા રહો, જેનાથી તમને રોકવામાં આવી રહ્યા છે, તો તમારા નાના-નાના ગુનાઓ અમે તમારા હિસાબમાંથી કાઢી નાખીશું અને તમને પ્રતિષ્ઠાપૂર્ણ સ્થાનમાં દાખલ કરીશું.

૩૨. અને અલ્લાહે તમારામાંથી કોઈને બીજાઓની સરખામણીમાં જે કંઈ

★ 'મુહસનાત' શબ્દ રૂકૂઅમાં બે જુદા-જુદા અર્થોમાં પ્રયોજાયો છે. એક, 'વિવાહિત સ્ત્રીઓ' જેમને લગ્ન દ્વારા પતિનું રક્ષણ પ્રાપ્ત છે. દ્વિતીય, 'ખાનદાની સ્ત્રીઓ' જેમને કુટુંબ કે પરિવારનું રક્ષણ પ્રાપ્ત છે, પણ વિવાહિતા ન હોય. છેલ્લે 'મુહસનાત' શબ્દ એવી સ્ત્રીઓ માટે વપરાયો છે, જેમને ખાનદાનની અને લગ્ન-સંબંધની બંને પ્રકારની સુરક્ષા પ્રાપ્ત છે.

વધારે આપ્યું છે તેની કામના ન કરો. જે કંઈ પુરુષોએ કમાવ્યું છે, તે મુજબ તેમનો હિસ્સો છે અને જે કંઈ સ્ત્રીઓએ કમાવ્યું છે, તે મુજબ તેમનો હિસ્સો. હા, અલ્લાહ પાસે તેની કૃપા માટે પ્રાર્થના કરતા રહો, નિઃસંદેહ અલ્લાહ દરેક વસ્તુનું જ્ઞાન ધરાવે છે.

૩૩. અને અમે તે દરેક વારસાના હક્કદાર નિયત કરી દીધા છે, જે માતા-પિતા અને નજીકના સગાઓ પાછળ મૂકે. હવે રહ્યા તે લોકો જેમના સાથે તમારા વાયદાઓ અને કરારો હોય તો તેમનો હિસ્સો તેમને આપો, નિઃસંદેહ દરેક વસ્તુ અલ્લાહની નજરમાં છે. (રુકૂઅ-૫)

૩૪. પુરુષો સ્ત્રીઓના કવ્વામ* છે, એ આધારે કે અલ્લાહે તેમનામાંથી એકને બીજા ઉપર ફઝીલત (વિશિષ્ટતા) આપી છે, અને એ આધારે પણ કે પુરુષ પોતાનું ધન ખર્ચ કરે છે. તેથી જે સદાચારી સ્ત્રીઓ છે તેઓ આજ્ઞાંકિત હોય છે અને પુરુષોની ગેરહાજરીમાં અલ્લાહની સુરક્ષા અને દેખરેખ હેઠળ તેમના હિતોની રક્ષા કરે છે. અને જે સ્ત્રીઓ તરફથી તમને ઉદ્દંડતા અને અવજ્ઞાનો ભય હોય તેમને સમજાવો, શયનખંડોમાં તેમનાથી જુદા રહો અને મારો, પછી જો તેઓ તમારી વાત માનવા લાગે તો અકારણ તેમના ઉપર હાથ ઉઠાવવાના બહાના ન શોધો, વિશ્વાસ રાખો કે ઉપર અલ્લાહ મોજૂદ છે જે મહાન અને ઉચ્ચતર છે.

૩૫. અને જો તમને પતિ અને પત્નીના સંબંધો બગડી જવાનો ભય હોય તો એક લવાદ પુરુષના સગામાંથી અને એક સ્ત્રીના સગામાંથી નિયુક્ત કરો, તેઓ બંને સંબંધો સુધારવા ચાહે તો અલ્લાહ તેમના વચ્ચે સુમેળનો રસ્તો કાઢી આપશે, અલ્લાહ બધું જ જાણે છે અને ખબર રાખવાવાળો છે.

૩૬. અને તમે સૌ અલ્લાહની બંદગી કરો, તેના સાથે કોઈને ભાગીદાર ન બનાવો, માતા-પિતા સાથે સારો વ્યવહાર કરો, સગા-સંબંધીઓ અને અનાથો અને જરૂરતમંદ લોકો સાથે સદ્વર્તન દાખવો, અને પાડોશી સગા સાથે, અજાણ્યા પાડોશી સાથે, સાથે બેસનારા સંગાથીઓ અને મુસાફરો સાથે, અને તે દાસ-દાસીઓ સાથે જેઓ તમારા કબજામાં હોય ભલાઈનું વર્તન દાખવો, વિશ્વાસ રાખો કે અલ્લાહ કોઈ એવી વ્યક્તિને પસંદ નથી કરતો જે પોતાના અહંકારમાં ગળાડૂબ અને મોટાઈનું ઘમંડ કરે.

* અર્થાત્ તે માણસ જે કોઈ વ્યક્તિ કે સંસ્થા કે વ્યવસ્થાના મામલાઓને સારી રીતે ચલાવવા, તેની સુરક્ષા અને દેખરેખ રાખવા અને તેની જરૂરતોને પૂરી કરવાનો જવાબદાર હોય.



૩૭. અને એવા લોકો પણ અલ્લાહને પસંદ નથી જેઓ કંજૂસી કરે છે, અને બીજાઓને પણ કંજૂસીની શિખામણ આપે છે અને જે કંઈ અલ્લાહે પોતાની કૃપાથી તેમને પ્રદાન કર્યું છે તેને છૂપાવે છે. આવા નેઅમતો (કૃપાઓ)નો ઈન્કાર કરનારા (કૃતઘ્ન) લોકો માટે અમે અપમાનપૂર્ણ યાતના તૈયાર કરી રાખી છે.

૩૮. અને તે લોકો પણ અલ્લાહને પસંદ નથી, જેઓ પોતાનું ધન માત્ર લોકોને દેખાડવા માટે ખર્ચ કરે છે અને હકીકતમાં ન અલ્લાહ ઉપર ઈમાન ધરાવે છે, ન આખિરત (પરલોક)ના દિવસ ઉપર. સાચું એ છે કે શેતાન જેનો સાથી થયો, તેને ઘણો જ ખરાબ સંગાથ મળ્યો.

૩૯. છેવટે આ લોકો ઉપર શું આફત તૂટી પડી હોત, જો તેઓ અલ્લાહ અને આખિરતના દિવસ ઉપર ઈમાન રાખતા અને જે કંઈ અલ્લાહે આપ્યું છે તેમાંથી ખર્ચ કરતા. જો તેમણે આવું કર્યું હોત તો અલ્લાહથી તેમની નેકી (ભલાઈ)ની સ્થિતિ છૂપી ન રહેતી.

૪૦. અલ્લાહ કોઈના ઉપર રજભાર પણ અત્યાચાર નથી કરતો, જો કોઈ એક નેકી (ભલાઈ) કરે તો અલ્લાહ તેને બમણી કરે છે અને પછી પોતાના તરફથી મોટો બદલો પ્રદાન કરે છે.

૪૧. પછી વિચારો કે ત્યારે આ લોકો શું કરશે જયારે અમે દરેક ઉમ્મત (સમુદાય)માંથી એક સાક્ષી લાવીશું અને લોકો માટે તમને (અર્થાત્ મુહમ્મદ સલ્લ.ને) સાક્ષી તરીકે ઊભા કરીશું.

૪૨. તે વખતે તે સૌ લોકો જેમણે પયગંબરની વાત ન માની અને તેની અવજ્ઞા કરતા રહ્યા, ઈચ્છશે કે ખુદા કરે, ધરતી ફાટી જાય અને તેઓ તેમાં સમાઈ જાય. ત્યાં આ લોકો પોતાની કોઈ વાત અલ્લાહથી છૂપાવી શકશે નહીં. (રુકૂઅ-૬)

૪૩. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જયારે તમે નશાની હાલતમાં હોવ તો નમાઝના નજીક પણ ન જાઓ. નમાઝ તે વખતે પઢવી જોઈએ જયારે તમે જાણતા હોવ કે શું કહી રહ્યા છો અને આવી જ રીતે નાપાકીની સ્થિતિમાં* પણ નમાઝના નજીક ન જાઓ જયાં સુધી ગુસ્લ (સ્નાન) ન કરી લો, એના સિવાય કે માર્ગમાંથી પસાર થતા હોવ, અને ક્યારેક એવું બને કે તમે બીમાર હોવ, અથવા મુસાફરીમાં હોવ, અથવા તમારામાંથી કોઈ જરૂરત પૂરી કરીને આવે, અથવા તમે સ્ત્રીઓને સ્પર્શ કર્યો હોય (એક મતાનુસાર મૈથુન-ક્રિયા છે અને બીજા મતાનુસાર કામવાસનાથી હાથ લગાવવું છે.) અને પછી પાણી ન મળે તો શુદ્ધ માટીનો ઉપયોગ કરો અને

* એવી સ્થિતિ કે જે મૈથુનક્રિયા પછી કે સ્વપ્નદોષ અથવા કોઈ રીતે વીર્ય સ્ખલનથી ઊભી થાય છે. ઈસ્લામી કાનૂનની દષ્ટિએ આવો માણસ પવિત્રતાથી દૂર હોય છે.

તેનાથી પોતાના ચહેરા અને હાથો ઉપર મસહ કરી લો (હાથ ફેરવી લો), બેશક અલ્લાહ નરમી કરનાર અને માફી બક્ષનાર છે.

૪૪. તમે તે લોકોને પણ જોયા જેમને ગ્રંથના જ્ઞાનનો કેટલોક ભાગ આપવામાં આવ્યો છે ? તેઓ સ્વયં પથભ્રષ્ટતાના ખરીદનાર બનેલા છે અને ચાહે છે કે તમે પણ માર્ગ ગુમાવી બેસો.

૪૫. અલ્લાહ તમારા શત્રુઓને બરાબર જાણે છે અને તમારી હિમાયત અને મદદ માટે અલ્લાહ જ પૂરતો છે.

૪૬. જે લોકો યહૂદી બની ગયા છે તેમાં કેટલાક લોકો છે, જેઓ શબ્દોને તેના મૂળ સ્થાનેથી ફેરવી દે છે, સત્ય-ધર્મને હાનિ પહોંચાડવા માટે પોતાની જીભને તોડી-મરોડીને કહે છે, 'સમિઅના વ અસૈના' (અમે સાંભળ્યું, પણ અમે માનતા નથી) અને 'ઈસ્મઅ્ ગૈર-મુસ્મઈન* અને રાઈના.** જો કે તેઓ કહેતા 'સમિઅના વ અતઅના' (અમે સાંભળ્યું અને માન્યું) અને 'ઈસ્મઅ્' (સાંભળો) અને 'ઉન્ઝૂર્ના' (અમારા તરફ ધ્યાન આપો) તો તે તેમના જ માટે વધુ સારૂં હતું અને વધુ ઉચિત પદ્ધતિ હતી. પરંતુ તેમના ઉપર તો તેમના કુફ્ર (ઈન્કાર)ના કારણે અલ્લાહની ફિટકાર પડેલી જ છે, આથી તેઓ ભાગ્યે જ ઈમાન લાવે છે.

૪૭. હે તે લોકો, જેમને ગ્રંથ આપવામાં આવ્યો હતો ! માની લો તે ગ્રંથને જે હવે અમે અવતરિત કર્યો છે અને જે તે ગ્રંથનું સમર્થન કરે છે જે તમારા પાસે અગાઉથી મોજૂદ હતો. તેના ઉપર ઈમાન લઈ આવો, તે પહેલાં કે અમે તમારા ચહેરા બગાડીને પાછળની તરફ ફેરવી દઈએ અથવા તમને એવી રીતે હડધૂત કરી દઈએ જેવી રીતે 'સબ્ત' (શનિવાર) વાળાઓ સાથે અમે કર્યું હતું. અને યાદ રાખો કે અલ્લાહનો આદેશ લાગુ થઈને જ રહે છે.

૪૮. અલ્લાહ માત્ર શિર્ક (અનેકેશ્વરવાદ)ને જ માફ નથી કરતો, આ સિવાય બીજા જેટલા કંઈ ગુનાઓ છે તે જેના માટે ચાહે છે માફ કરી દે છે. અલ્લાહના સાથે જેણે કોઈ બીજાને ભાગીદાર ઠેરવ્યો તેણે તો ઘણું જ મોટું જૂઠ ઘડી કાઢ્યું, અને ખૂબ જ સખત ગુનાનું કામ કર્યું.

૪૯. તમે તે લોકોને પણ જોયા જેઓ પોતાના પવિત્રાત્મા હોવાનો ખૂબ દાવો કરે છે ? જો કે પવિત્રતા તો અલ્લાહ જ જેને ચાહે છે પ્રદાન કરે છે, અને (તેમને જો પવિત્રતા પ્રાપ્ત થતી નથી તો વાસ્તવમાં) એમના ઉપર લેશમાત્ર પણ અત્યાચાર નથી કરવામાં આવતો.

૫૦. જુઓ તો ખરા, તેઓ અલ્લાહ માટે પણ જૂઠી વાતો ઘડવાનું ચૂકતા નથી, અને તેમના સ્પષ્ટ ગુનેગાર હોવા માટે આ જ એક ગુનો બસ છે. (રૂકૂઅ-૭)

* વાતચીત કરતી વખતે જ્યારે તેઓ હઝરત મુહમ્મદ સલ્લ.ને કંઈ કહેવા ઈચ્છે છે તો કહે છે, 'ઈસ્મઅ' અર્થાત્ સાંભળો, પણ તે પછી તરત જ કહે છે 'ગૈર-મુસ્મઈન'; આ દ્વિઅર્થી શબ્દ છે : એક, તમે એટલા આદરણીય છો કે તમને તમારી મરજી વિરૂદ્ધ કોઈ વાત સંભળાવી શકાતી નથી, અને બીજો અર્થ છે, તમે તેના યોગ્ય જ નથી કે કોઈ વાત સંભળાવવામાં આવે. એક અન્ય અર્થ એ પણ છે કે અલ્લાહ કરે તમે બહેરા થઈ જાઓ.

** (અર્થાત્ અમને થોડીક છૂટછાટ આપો. પણ આ શબ્દના પણ ઘણા અન્ય ખરાબ અર્થ થતા હતા.)



૫૧. શું તમે તે લોકોને નથી જોયા જેમને ગ્રંથના જ્ઞાનમાંથી થોડોક ભાગ આપવામાં આવ્યો છે અને તેમની દશા એ છે કે જિબ્ત* અને તાગૂત** ને માને છે અને કાફિરો વિષે કહે છે કે ઈમાન લાવનારાઓથી તો આ જ વધુ સાચા માર્ગ ઉપર છે.

૫૨. આવા જ લોકો છે જેમના ઉપર અલ્લાહે ફિટકાર કરી છે અને જેના ઉપર અલ્લાહ ફિટકાર કરી દે પછી તમે તેનો કોઈ મદદગાર નહીં જુઓ.

૫૩. શું (અલ્લાહના) રાજ્યમાં તેમનો કોઈ હિસ્સો છે ? જો આવું હોય તો તેઓ બીજાઓને ફૂટી કોડી પણ ન આપતા.

૫૪. પછી શું તેઓ બીજાઓની ઈર્ષ્યા એટલા માટે કરે છે કે અલ્લાહે તેમને પોતાની કૃપા પ્રદાન કરી છે ? જો આ વાત છે તો તેમને જાણ થાય કે અમે તો ઈબ્રાહીમની સંતાનને ગ્રંથ અને તત્વદર્શીતા આપ્યાં અને મહાન રાજ્ય પ્રદાન કરી દીધું,

૫૫. પરંતુ તેમનામાંથી કોઈ તેના ઉપર ઈમાન લાવ્યો અને કોઈ મુખ ફેરવી ગયો, અને મુખ ફેરવી જનારાઓ માટે તો જહન્નમ (નર્ક)ની ભડકે બળતી આગ જ પૂરતી છે.

૫૬. જે લોકોએ અમારી આયતોને માનવાનો ઈન્કાર કરી દીધો છે તેમને ચોક્કસપણે અમે આગમાં ઝોકીશું અને જ્યારે તેમના શરીરની ચામડી ગળી જશે તો તેની જગ્યાએ બીજી ચામડી પેદા કરી દઈશું, જેથી તેઓ બરાબર સજાનો સ્વાદ ચાખે, અલ્લાહ ખૂબ સામર્થ્ય ધરાવે છે અને પોતાના નિર્ણયોને અમલમાં મૂકવાની હિકમત (વિવેક અને બુદ્ધિમતા) ખૂબ સારી રીતે ધરાવે છે.

૫૭. અને જે લોકોએ અમારી આયતોને માની લીધી અને સદ્કાર્યો કર્યા, તેમને અમે એવા બાગોમાં દાખલ કરીશું જેમના નીચે નહેરો વહેતી હશે, જ્યાં તેઓ હંમેશાં રહેશે અને તેમને પવિત્ર પત્નીઓ મળશે અને તેમને અમે ઘનિષ્ટ છાંયડામાં રાખીશું.

૫૮. મુસલમાનો ! અલ્લાહ તમને હુકમ આપે છે કે અમાનતો અમાનતદાર લોકો (Worthy of Trust)ને સોંપો, અને જ્યારે લોકો વચ્ચે ફેંસલો કરો તો ન્યાયપૂર્વક કરો, અલ્લાહ તમને સર્વોત્તમ શિખામણ આપે છે

* (અર્થાત્ અવાસ્તવિક, તથ્યહિન અને નિરર્થક. ઈસ્લામમાં જાદુ, જ્યોતિષ, જંતર-મંતર, શુકન-અપશુકન, મુહુર્ત અને તેના જેવી અન્ય અંધશ્રદ્ધાઓ અને કાલ્પનિક વાતોનું કોઈ સ્થાન નથી.)

** (પ્રત્યેક તે વ્યક્તિ જે પોતાની વૈધ સીમાઓથી આગળ વધી ગયેલ હોય. કુર્આન અનુસાર તાગૂતથી તાત્પર્ય તે બંદો છે, જે અલ્લાહના આજ્ઞાપાલનની હદોને ઓળંગીને સ્વયં માલિક અને ખુદા હોવાનો દંભ ભરે અને લોકોને અલ્લાહના બદલે પોતાની બંદગી કરાવે.)

અને ચોક્કસપણે અલ્લાહ બધું જ સાંભળે અને જુએ છે.

૫૯. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! આજ્ઞાપાલન કરો અલ્લાહનું અને આજ્ઞાપાલન કરો રસૂલનું અને તે લોકોનું જે તમારા પૈકી જવાબદાર (આદેશ આપવાના અધિકારી) હોય, પછી જો કોઈ મામલામાં તમારા વચ્ચે ઝઘડો પડે તો તેને અલ્લાહ અને રસૂલના તરફ રજૂ કરો જો તમે ખરેખર અલ્લાહ અને આખિરતના દિવસ ઉપર ઈમાન ધરાવતા હોવ. આ જ એક સાચી કાર્ય-પદ્ધતિ છે અને પરિણામની દૃષ્ટિએ પણ વધુ સારી છે. (રુકૂઅ-૮)

૬૦. હે નબી ! તમે જોયા નહીં તે લોકોને જેઓ દાવો તો કરે છે કે અમે ઈમાન લાવ્યા છીએ તે ગ્રંથ ઉપર જે તમારા તરફ અવતરિત કરવામાં આવ્યો છે અને તે ગ્રંથો ઉપર જે તમારા પહેલાં અવતરિત કરવામાં આવ્યા હતા, પરંતુ તેમની ઇચ્છા એ છે કે પોતાના મામલાઓના ફેંસલા કરાવવા માટે તાગૂત પાસે જાય, જો કે તેમને તાગૂતનો ઇન્કાર કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો — શેતાન તેમને ભટકાવીને સીધા માર્ગથી ઘણે દૂર લઈ જવા માગે છે.

૬૧. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે આવો તે વસ્તુ તરફ જે અલ્લાહે અવતરિત કરી છે અને આવો રસૂલ તરફ તો આ મુનાફિકો (દંભીઓ)ને તમે જુઓ છો કે તેઓ તમારા તરફ આવવાથી કતરાય છે.

૬૨. પછી તે વખતે શું થાય છે જ્યારે તેમના પોતાના હાથોએ આણેલી મુસીબત તેમના ઉપર આવી પડે છે ? તે વખતે તેઓ તમારા પાસે સોગંદો ખાતા આવે છે અને કહે છે કે ખુદાના સોગંદ ! અમે તો માત્ર સારૂં થાય તેમ ઇચ્છતા હતા અને અમારો આશય તો એ હતો કે બંને પક્ષોમાં કોઈ રીતે સુમેળ થઈ જાય.

૬૩. અલ્લાહ જાણે છે જે કંઈ તેમના હૃદયોમાં છે, તેમની ઉપેક્ષા ન કરો, તેમને સમજાવો અને એવી શિખામણ આપો જે તેમના હૃદયમાં ઉતરી જાય.

૬૪. (તેમને બતાવો કે) અમે જે રસૂલ પણ મોકલ્યો છે એટલા જ માટે મોકલ્યો છે કે અલ્લાહના આદેશના આધારે તેનું આજ્ઞાપાલન કરવામાં આવે. જો તેમણે આ પદ્ધતિ અપનાવી હોત કે જ્યારે તેઓ પોતાની જાત ઉપર અત્યાચાર કરી બેસ્યા હતા તો તમારા પાસે આવી ગયા હોત અને અલ્લાહથી માફી માગી લીધી હોત, અને રસૂલે પણ તેમના માટે માફીની અરજ કરી હોત, તો ચોક્કસ તેમણે અલ્લાહને ક્ષમા કરનાર અને દયાળુ જોયો હોત.



૬૫. નહીં, હે મુહમ્મદ ! તમારા રબના સોગંદ ! આ લોકો કદાપિ મોમિન (ઈમાનવાળા) થઈ શકશે નહીં જ્યાં સુધી પોતાના પરસ્પરના ઝઘડાઓમાં તેઓ તમને ફેંસલો કરવાવાળા ન માને, પછી તમે જે કંઈ ફેસલો કરો તેના માટે પોતાના હૃદયમાં સહેજ પણ સંકોચ ન અનુભવે, બલ્કે તેને સંપૂર્ણપણે માની લે.

૬૬. જો અમે તેમને આદેશ આપ્યો હોત કે પોતાને મારી નાખો અથવા પોતાના ઘરોમાંથી નીકળી જાવ, તો તેમનામાંથી થોડાક જ માણસોએ તેના ઉપર અમલ કર્યો હોત. જો કે જે શિખામણ તેમને આપવામાં આવે છે તેના ઉપર જો તેમણે અમલ કર્યો હોત તો તેમના માટે વધારે સારૂં અને વધારે મક્કમતાનું કારણ બની હોત

૬૭. અને જો આ લોકોએ આવું કર્યું હોત તો અમે તેમને પોતાના તરફથી ઘણો મોટો બદલો આપતા

૬૮. અને તેમને સીધો માર્ગ દેખાડી દેતા.

૬૯. જે લોકો અલ્લાહ અને રસૂલનું આજ્ઞાપાલન કરશે તેઓ તે લોકો સાથે હશે જેમને અલ્લાહે ઇનામથી નવાજ્યા છે એટલે કે નબીઓ અને સિદ્દીકો (સત્યનિષ્ઠો) અને શહીદો અને સાલેહીન (સદાચારીઓ). કેવા ઉત્તમ છે આ સાથીઓ જે કોઈને પ્રાપ્ત થાય !

૭૦. આ સાચી કૃપા છે જે અલ્લાહ તરફથી મળે છે, અને હકીકત જાણવા માટે માત્ર અલ્લાહનું જ જ્ઞાન પૂરતું છે. (રુકૂઅ-૯)

૭૧. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! મુકાબલો કરવા માટે હરપળ તૈયાર રહો, પછી પરિસ્થિતિ અનુસાર જુદી-જુદી ટુકડીઓના સ્વરૂપમાં નીકળો અથવા એકત્ર થઈને.

૭૨. હા, તમારામાંથી કોઈ-કોઈ વ્યક્તિ એવી પણ છે જે લડાઈથી છટકી જાય છે, જો તમારા ઉપર કોઈ મુસીબત આવે તો કહે છે અલ્લાહે મારા ઉપર મોટી કૃપા કરી કે હું તે લોકો સાથે ન ગયો,

૭૩. અને જો અલ્લાહ તરફથી તમારા ઉપર કૃપા થાય તો કહે છે — અને એવી રીતે કહે છે કે જાણે તમારા અને તેના વચ્ચે પ્રેમનો તો કોઈ સંબંધ હતો જ નહીં — કે કદાચ, હું પણ તેમના સાથે હોત તો મોટું કામ બની જતું !

૭૪. (આવા લોકોએ જાણી લેવું જોઈએ કે) અલ્લાહના માર્ગમાં લડવું જોઈએ તે લોકોએ જેઓ પરલોક (આખિરત)ના બદલે આલોક (દુનિયા)ના

જીવનને વેચી દે. પછી જે અલ્લાહના માર્ગમાં લડશે અને માર્યો જશે અથવા વિજયી રહેશે તેને ચોક્કસપણે અમે મહાન બદલો આપીશું.

૭૫. છેવટે શું કારણ છે કે તમે અલ્લાહના માર્ગમાં તે વિવશ પુરુષો, સ્ત્રીઓ અને બાળકો માટે ન લડો જેમને નબળા જોઈને દબાવી દેવામાં આવ્યા છે અને જેઓ ફરિયાદ કરી રહ્યા છે કે હે અલ્લાહ ! અમને આ વસ્તીમાંથી બહાર કાઢ જેના રહીશો જાલિમ છે, અને પોતાના તરફથી અમારો કોઈ સમર્થક અને સહાયક પેદા કરી દે.

૭૬. જે લોકોએ ઈમાનનો માર્ગ અપનાવ્યો છે, તેઓ અલ્લાહના માર્ગમાં લડે છે અને જેમણે કુફ્ર (ઈન્કાર)નો માર્ગ અપનાવ્યો છે, તેઓ તાગૂતના માર્ગમાં લડે છે, તેથી શેતાનના સાથીઓ સાથે લ[illegible] અને વિશ્વાસ રાખો કે શેતાનની ચાલબાજીઓ તદ્દન કમજોર છે. (રુકૂઅ-૧૦)

૭૭. તમે તે લોકોને પણ જોયા જેમને કહેવામાં આવ્યું હતું કે પોતાના હાથ રોકી રાખો અને નમાઝ કાયમ કરો અને ઝકાત આપો ? હવે જ્યારે તેમને લડાઈનો હુકમ આપવામાં આવ્યો તો તેમનામાંથી એક જૂથની હાલત એવી છે કે લોકોથી એવી રીતે ડરી રહ્યું છે જેવી રીતે ખુદાથી ડરવું જોઈએ, બલ્કે થોડું તેનાથી પણ વધુ. કહે છે હે અલ્લાહ ! અમારા માટે આ લડાઈનો હુકમ કેમ લખી દીધો ? શા માટે અમને હજુ થોડી મહેતલ ન આપી ? તેમને કહો, દુનિયાની જીવન-સામગ્રી થોડી છે, અને આખિરત એક સંયમી વ્યક્તિ માટે વધારે સારી છે, અને તમારા ઉપર લેશમાત્ર પણ અત્યાચાર કરવામાં નહીં આવે.

૭૮. રહ્યું મૃત્યુ, તો જ્યાં પણ તમે હશો તે અનિવાર્યપણે તમને આવીને રહેશે, ચાહે તમે ગમે તેવી મજબૂત ઈમારતોમાં હોવ. જો તમને કોઈ લાભ થાય છે તો કહે છે કે અલ્લાહ તરફથી છે, અને જો કોઈ નુકસાન થાય છે તો કહે છે કે હે નબી ! આ તમારા કારણે છે. કહો, બધુ જ



અલ્લાહ તરફથી છે. છેવટે આ લોકોને શું થઈ ગયું છે કે કોઈ વાત તેમની સમજમાં નથી આવતી.

૭૯. હે માનવી ! જે ભલાઈ પણ તને પ્રાપ્ત થાય છે અલ્લાહની કૃપાથી પ્રાપ્ત થાય છે, અને જે મુસીબત તારા ઉપર આવે છે તે તારા પોતાના દુષ્કૃત્યોના કારણે છે. હે મુહમ્મદ ! અમે તમને લોકો માટે રસૂલ (સંદેશવાહક) બનાવીને મોકલ્યા છે અને આ માટે ખુદાની સાક્ષી પૂરતી છે.

૮૦. જેણે રસૂલનું આજ્ઞાપાલન કર્યું તેણે હકીકતમાં અલ્લાહનું આજ્ઞાપાલન કર્યું અને જેણે મુખ ફેરવી લીધું, તો કદાપિ અમે તમને તે લોકો ઉપર રક્ષક બનાવીને તો મોકલ્યા નથી.

૮૧. તેઓ મોઢા ઉપર કહે છે કે અમે આજ્ઞાપાલક છીએ, પરંતુ જ્યારે તમારા પાસેથી જાય છે તો તેમનામાંથી એક જૂથ રાત્રે એકત્ર થઈને તમારા વાતો વિરૂદ્ધ સલાહ-મસલત કરે છે. અલ્લાહ તેમની આ બધી ગુસપુસ લખી રહ્યો છે. તમે તેમની પરવા ન કરો અને અલ્લાહ ઉપર ભરોસો રાખો, તે જ ભરોસો કરવા માટે પૂરતો છે.

૮૨. શું આ લોકો કુર્આન ઉપર વિચાર નથી કરતા ? જો આ અલ્લાહ સિવાય કોઈ બીજા તરફથી હોત તો આમાં ઘણાં વિરોધાભાસી વર્ણનો જોવા મળતા.

૮૩. આ લોકો જ્યાં કોઈ શાંતિ કે ભયના સમાચાર સાંભળી લે છે તો તેને ફેલાવી દે છે, પરંતુ જો આ લોકો તેને રસૂલ અને પોતાના સમૂહની જવાબદાર વ્યક્તિઓ સુધી પહોંચાડે તો તે એવા લોકોની જાણમાં આવી જાય જેઓ તેમના વચ્ચે તેમાંથી સાચું તારણ કાઢવાની યોગ્યતા ધરાવે છે. તમારા ઉપર અલ્લાહની મહેરબાની અને કૃપા ન હોત તો (તમારી કમજોરીઓ એવી હતી કે) ગણ્યા-ગાંઠયા લોકો સિવાય તમે સૌ શેતાનની પાછળ લાગી ગયા હોત.

૮૪. તેથી હે નબી ! તમે અલ્લાહના માર્ગમાં લડો, તમે પોતાની જાત સિવાય બીજા કોઈના માટે જવાબદાર નથી. અલબત્ત, ઈમાનવાળાઓને લડવા માટે ઉત્તેજન આપો, અશક્ય નથી કે અલ્લાહ કાફિરો (અધર્મીઓ)નું જોર તોડી નાખે. અલ્લાહ સૌથી વધુ શક્તિશાળી છે અને તેની સજા સૌથી વધુ સખત છે.

૮૫. જે ભલાઈની ભલામણ કરશે તે તેમાંથી હિસ્સો મેળવશે અને જે

બૂરાઈની ભલામણ કરશે તે તેમાંથી હિસ્સો મેળવશે, અને અલ્લાહ દરેક વસ્તુ ઉપર નજર રાખે છે.

૮૬. અને જ્યારે કોઈ આદરપૂર્વક તમને સલામ કરે તો તેને તેનાથી વધારે સારી રીતે જવાબ આપો અથવા ઓછામાં ઓછું તેવી જ રીતે, અલ્લાહ દરેક વસ્તુનો હિસાબ લેવાનો છે.

૮૭. અલ્લાહ તે છે જેના સિવાય કોઈ ખુદા નથી, તે તમને સૌને તે કયામત (પુનરુજ્જીવન)ના દિવસે એકઠા કરશે જેના આવવામાં કોઈ શંકા નથી, અને અલ્લાહની વાતથી વધુ સારી વાત બીજા કોની હોઈ શકે ? (રુકૂઅ-૧૧)

૮૮. પછી આ તમને શું થઈ ગયું છે કે મુનાફિકો (દંભીઓ) વિષે તમારા વચ્ચે બે મત પ્રવર્તે છે, જો કે જે બૂરાઈઓ તેમણે આચરી છે તેના કારણે અલ્લાહે તેમને પાછા ફેરવી દીધા છે. શું તમે ચાહો છો કે જેને અલ્લાહે માર્ગદર્શન નથી આપ્યું તેને તમે માર્ગદર્શન આપો ? જો કે જેને અલ્લાહે પથભ્રષ્ટ કરી દીધો તેના માટે તમે કોઈ માર્ગ નથી શોધી શકતા.

૮૯. તેઓ તો એમ ઇચ્છે છે કે જેવી રીતે તેઓ પોતે કાફિર (ઇન્કાર કરનારા) છે એવી જ રીતે તમે પણ કાફિર થઈ જાઓ જેથી તમે અને તેઓ સૌ સરખા થઈ જાય. તેથી તેમનામાંથી કોઈને પોતાના મિત્ર ન બનાવો જ્યાં સુધી તેઓ અલ્લાહના માર્ગમાં હિજરત કરીને આવી ન જાય, અને જો તેઓ હિજરત ન કરે તો તેમને જ્યાં જુઓ ત્યાં પકડો અને કતલ કરો અને તેમનામાંથી કોઈને પોતાનો મિત્ર અને સહાયક ન બનાવો.

૯૦. અલબત્ત તે દંભીઓ આ આદેશમાં અપવાદરૂપ છે જેઓ કોઈ એવી જાતિ સાથે જઈ મળે જેના સાથે તમારી સંધિ છે. આ જ રીતે તે દંભીઓ પણ અપવાદરૂપ છે જેઓ તમારા પાસે આવે છે અને લડાઈથી ઉદાસીન છે, ન તમારા સાથે લડવા માગે છે ન તો પોતાની જાતિ સાથે. જો અલ્લાહ ઇચ્છતો તો તેમને તમારા ઉપર પ્રભુત્વ આપી દેતો અને તેઓ પણ તમારા સાથે લડ્યા હોત. તેથી જો તેઓ તમારાથી અળગા રહે અને લડવાથી દૂર રહે અને તમારા તરફ સુલેહ અને શાંતિનો હાથ લંબાવે તો અલ્લાહે તમારા માટે તેમના ઉપર આક્રમણ કરવાનો કોઈ માર્ગ રાખ્યો નથી.

૯૧. એક બીજા પ્રકારના દંભીઓ પણ તમને એવા મળશે જેઓ ચાહે છે કે તમારાથી પણ સુરક્ષિત રહે અને પોતાની જાતિથી પણ, પરંતુ જ્યારે



પણ ફિત્ના (ઉપદ્રવ)ની તક મેળવશે, તેમાં કૂદી પડશે. આવા લોકો જો તમારો મુકાબલો કરવાથી દૂર ન રહે અને સુલેહ અને શાંતિની વાત તમારા સમક્ષ ન મૂકે અને પોતાના હાથ ન રોકે તો તેઓ જ્યાં પણ મળે તેમને પકડો અને કતલ કરો, તેમના ઉપર હાથ ઉપાડવા માટે અમે તમને ખુલ્લો અધિકાર આપી દીધો છે. (રુકૂઅ-૧૨)

૯૨. કોઈ મોમિન (ઈમાનવાળા)નું એ કામ નથી કે તે બીજા મોમિનને કતલ કરે, સિવાય એ કે તેનાથી ચૂક થઈ જાય, અને જે વ્યક્તિ કોઈ મોમિનને ભૂલથી કતલ કરી નાખે તો તેનો કફ્ફારો (પ્રાયશ્ચિત) એ છે કે એક મોમિનને ગુલામીમાંથી મુક્ત કરે અને કતલ થનારના વારસોને ખૂંબહા (ખૂનના બદલામાં ધન, Blood Money) આપે, એ સિવાય કે તેઓ ખૂંનબહા માફ કરી દે. પરંતુ જો કતલ થનાર તે મુસલમાન કોઈ એવી કોમમાંથી હતો જેના સાથે તમારી શત્રુતા છે, તો તેનો કફ્ફારો એક મોમિન ગુલામને મુક્ત કરવો છે અને જો તે કોઈ એવી બિનમુસ્લિમ કોમનો માણસ હતો જેના સાથે તમારી સંધિ હોય તો તેના વારસોને ખૂંનબહા આપવામાં આવશે અને એક મોમિન ગુલામને મુક્ત કરવો પડશે. પછી જેને ગુલામ ન મળે તો તે સતત બે મહિનાના રોઝા રાખે. તે આ ગુના માટે અલ્લાહ પાસે તૌબા કરવાની પદ્ધતિ છે અને અલ્લાહ બધું જાણનાર અને ડહાપણવાળો છે.

૯૩. રહી તે વ્યક્તિ જે કોઈ મોમિનને જાણી-બૂઝીને કતલ કરે તો તેનો બદલો જહન્નમ છે જેમાં તે હંમેશાં રહેશે. તેના ઉપર અલ્લાહનો પ્રકોપ અને તેનો ધિક્કાર છે અને અલ્લાહે તેના માટે સખત યાતના તૈયાર કરી રાખી છે.

૯૪. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જ્યારે તમે અલ્લાહના માર્ગમાં જિહાદ માટે નીકળો તો મિત્ર-શત્રુમાં ભેદ કરો અને જે તમારા તરફ સલામ કરીને આગળ આવે તો તેને તરત જ ન કહી દો કે તું ઈમાનવાળો નથી. જો તમે દુનિયાનો ફાયદો ચાહતા હોવ તો અલ્લાહ પાસે તમારા માટે ઘણો માલે ગનીમત છે. છેવટે તો તમે પોતે પણ આ જ પરિસ્થિતિમાં આ પહેલા રહી ચૂક્યા છો, પછી અલ્લાહે તમારા ઉપર ઉપકાર કર્યો, એટલા માટે ખાત્રી કરી લો, જે કંઈ તમે કરો છો અલ્લાહ

તેનાથી સુમાહિતગાર છે.

૯૫. મુસલમાનોમાંથી તે લોકો જેઓ કોઈ લાચારી વિના ઘરમાં બેસી રહે છે અને જેઓ અલ્લાહના માર્ગમાં પ્રાણ અને ધન વડે જિહાદ (તનતોડ પ્રયાસ) કરે છે, બંનેનો દરજ્જો સમાન નથી. અલ્લાહે બેસવાવાળાઓની સરખામણીમાં પ્રાણ અને ધન વડે જિહાદ કરનારાઓનો દરજ્જો ઊંચો રાખ્યો છે. જો કે દરેકને માટે અલ્લાહે ભલાઈનું જ વચન આપ્યું છે, પરંતુ તેને ત્યાં જિહાદ કરનારાઓની સેવાઓનો બદલો બેસવાવાળાઓથી ઘણો વધારે છે.

૯૬. તેમના માટે અલ્લાહ તરફથી ઊંચા દરજ્જા છે અને ક્ષમા અને દયા છે, અને અલ્લાહ મોટો ક્ષમાશીલ અને દયાળુ છે. (રુકૂઅ-૧૩)

૯૭. જે લોકો સ્વયં પોતાના ઉપર અત્યાચાર કરી રહ્યા હતા તેમની આત્માઓ જ્યારે ફરિશ્તાઓએ કાઢી તો તેમને પૂછ્યું કે આ તમે કેવી સ્થિતિમાં હતા? તેમણે જવાબ આપ્યો કે અમે ધરતી ઉપર નિર્બળ અને વિવશ હતા. ફરિશ્તાઓએ કહ્યું, ''શું અલ્લાહની ધરતી વિશાળ ન હતી કે તમે તેમાં હિજરત કરતા?'' આ તે લોકો છે જેમનું ઠેકાણું જહન્નમ છે, અને તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

૯૮. હા, જે પુરુષો, સ્ત્રીઓ અને બાળકો ખરેખર લાચાર છે અને નીકળવાનો કોઈ માર્ગ અને સાધન મેળવી શકતા નથી,

૯૯. અશક્ય નથી કે અલ્લાહ તેમને માફ કરી દે. અલ્લાહ મોટો માફ કરનાર અને દરગુજર કરનાર છે.

૧૦૦. જે કોઈ અલ્લાહના માર્ગમાં હિજરત કરશે, તે ધરતી ઉપર શરણ મેળવવા માટે ઘણી જગ્યા અને ગુજરાન માટે ઘણી ગુંજાશ મેળવશે, અને જે પોતાના ઘરથી અલ્લાહ અને રસૂલ તરફ હિજરત કરવા માટે નીકળે, પછી રસ્તામાં જ તેને મૃત્યુ આવી જાય તો તેનો બદલો આપવો અલ્લાહ માટે અનિવાર્ય



થઈ ગયો. અલ્લાહ મોટો ક્ષમાશીલ અને દયાળુ છે.

૧૦૧. અને જ્યારે તમે લોકો મુસાફરીએ નીકળો ત્યારે કોઈ વાંધો નથી, જો નમાઝમાં કસ્ર (સંક્ષિપ્ત) કરો (ખાસ કરીને) જ્યારે તમને ભય હોય કે કાફિરો (વિરોધીઓ) તમને સતાવશે કેમ કે તેઓ તદ્દન ખુલ્લી રીતે તમારી દુશ્મની ઉપર ઉતરી આવેલા છે.

૧૦૨. અને હે નબી! જ્યારે તમે મુસલમાનો વચ્ચે હોવ અને (યુદ્ધની સ્થિતિમાં) તેમને નમાઝ પઢાવવા માટે ઊભા હોવ તો તેમાંથી એક જૂથ તમારા સાથે ઊભું રહે અને પોતાના શસ્ત્રો સાથે રાખે, પછી જ્યારે તે સિજદો કરી લે તો પાછળ જતુ રહે અને બીજું જૂથ જેણે હજુ નમાઝ નથી પઢી, આવીને તમારા સાથે પઢે અને તે પણ સાવધ રહે અને પોતાના શસ્ત્રો સાથે રાખે, કેમ કે કાફિરો (વિરોધીઓ) એ લાગમાં છે કે તમે પોતાના શસ્ત્રો અને પોતાના સામાન તરફથી સહેજ બેદરકાર થાવ તો તેઓ તમારા ઉપર ઓચિંતા તૂટી પડે. અલબત્ત, જો તમે વરસાદના કારણે તકલીફ અનુભવો અથવા બીમાર હોવ તો શસ્ત્રો બાજુએ રાખી દેવામાં વાંધો નથી, પરંતુ તે પછી પણ ચેતતા રહો. વિશ્વાસ રાખો કે અલ્લાહે કાફિરો માટે નામોશીભરી યાતના તૈયાર કરી રાખી છે.

૧૦૩. પછી જ્યારે નમાઝ પૂરી કરી લો તો ઊભા અને બેઠા અને સૂતાં, દરેક હાલતમાં અલ્લાહને યાદ કરતા રહો. અને જ્યારે શાંતિ પ્રાપ્ત થઈ જાય તો પૂરેપૂરી નમાઝ પઢો. નમાઝ હકીકતમાં એવું અનિવાર્ય કાર્ય છે જે સમયની પાબંદી સાથે ઈમાનવાળાઓ માટે ફરજિયાત બનાવવામાં આવેલ છે.

૧૦૪. આ જૂથનો પીછો કરવામાં નબળાઈ ન દાખવો. જો તમે તકલીફ ઉઠાવી રહ્યા છો તો તમારા જેમ તેઓ પણ તકલીફ ઉઠાવી રહ્યા છે અને તમે અલ્લાહ પાસે તે વસ્તુની અપેક્ષા રાખો છો જેની તેઓ અપેક્ષા રાખતા

થઈ ગયો. અલ્લાહ મોટો ક્ષમાશીલ અને દયાળુ છે.

૧૦૧. અને જ્યારે તમે લોકો મુસાફરીએ નીકળો ત્યારે કોઈ વાંધો નથી, જો નમાઝમાં કસ્ર (સંક્ષિપ્ત) કરો (ખાસ કરીને) જ્યારે તમને ભય હોય કે કાફિરો (વિરોધીઓ) તમને સતાવશે કેમ કે તેઓ તદ્દન ખુલ્લી રીતે તમારી દુશ્મની ઉપર ઉતરી આવેલા છે.

૧૦૨. અને હે નબી ! જ્યારે તમે મુસલમાનો વચ્ચે હોવ અને (યુદ્ધની સ્થિતિમાં) તેમને નમાઝ પઢાવવા માટે ઊભા હોવ તો તેમાંથી એક જૂથ તમારા સાથે ઊભું રહે અને પોતાના શસ્ત્રો સાથે રાખે, પછી જ્યારે તે સિજદો કરી લે તો પાછળ જતું રહે અને બીજું જૂથ જેણે હજુ નમાઝ નથી પઢી, આવીને તમારા સાથે પઢે અને તે પણ સાવધ રહે અને પોતાના શસ્ત્રો સાથે રાખે, કેમ કે કાફિરો (વિરોધીઓ) એ લાગમાં છે કે તમે પોતાના શસ્ત્રો અને પોતાના સામાન તરફથી સહેજ બેદરકાર થાવ તો તેઓ તમારા ઉપર ઓચિંતા તૂટી પડે. અલબત્ત, જો તમે વરસાદના કારણે તકલીફ અનુભવો અથવા બીમાર હોવ તો શસ્ત્રો બાજુએ રાખી દેવામાં વાંધો નથી, પરંતુ તે પછી પણ ચેતતા રહો. વિશ્વાસ રાખો કે અલ્લાહે કાફિરો માટે નામોશીભરી યાતના તૈયાર કરી રાખી છે.

૧૦૩. પછી જ્યારે નમાઝ પૂરી કરી લો તો ઊભા અને બેઠા અને સૂતાં, દરેક હાલતમાં અલ્લાહને યાદ કરતા રહો. અને જ્યારે શાંતિ પ્રાપ્ત થઈ જાય તો પૂરેપૂરી નમાઝ પઢો. નમાઝ હકીકતમાં એવું અનિવાર્ય કાર્ય છે જે સમયની પાબંદી સાથે ઈમાનવાળાઓ માટે ફરજિયાત બનાવવામાં આવેલ છે.

૧૦૪. આ જૂથનો પીછો કરવામાં નબળાઈ ન દાખવો. જો તમે તકલીફ ઉઠાવી રહ્યા છો તો તમારા જેમ તેઓ પણ તકલીફ ઉઠાવી રહ્યા છે અને તમે અલ્લાહ પાસે તે વસ્તુની અપેક્ષા રાખો છો જેની તેઓ અપેક્ષા રાખતા

નુકસાન કરી શકતા ન હતા. અલ્લાહે તમારા ઉપર ગ્રંથ અને તત્ત્વદર્શિતા ઉતાર્યા છે અને તમને તે સઘળું બતાવ્યું છે જે તમે જાણતા ન હતા અને તેની તમારા ઉપર ઘણી કૃપા છે.

૧૧૪. લોકોની ગુપ્ત મસલતોમાં મોટા ભાગે કોઈ ભલાઈ નથી હોતી. હા, જો કોઈ છૂપી રીતે દાન કરવા માટે શિખામણ આપે અથવા કોઈ ભલાઈના કામ માટે અથવા લોકોમાં મેળાપ કરાવી આપવા માટે કોઈને કંઈ કહે તો આ અલબત્ત સારી વાત છે, અને જે કોઈ અલ્લાહની પ્રસન્નતા મેળવવા માટે આમ કરશે તેને અમે મોટો બદલો આપીશું.

૧૧૫. પરંતુ જે વ્યક્તિ રસૂલનો વિરોધ કરવા ઉપર ઉતરી આવ્યો હોય અને ઈમાનવાળાઓના માર્ગ સિવાય બીજો કોઈ માર્ગ અપનાવે, જ્યારે કે સીધો માર્ગ તેના સામે સ્પષ્ટ થઈ ચૂક્યો હોય, તો અમે તેને તે જ તરફ ચલાવીશું જે દિશામાં તે પોતે વળી ગયો અને તેને જહન્નમ (નર્ક)માં ઝોકીશું, જે સૌથી ખરાબ ઠેકાણું છે. (રૂકૂઅ-૧૭)

૧૧૬. અલ્લાહને ત્યાં માત્ર શિર્ક (અનેકેશ્વરવાદ) માટે જ માફી નથી, આના સિવાય બીજુ બધું જ માફ થઈ શકે છે, જેને તે માફ કરવા ચાહે. જેણે અલ્લાહના સાથે કોઈને ભાગીદાર ઠેરવ્યો તે તો પથભ્રષ્ટતામાં ઘણો આગળ નીકળી ગયો.

૧૧૭. તેઓ અલ્લાહને છોડી દેવીઓને ઉપાસ્ય બનાવે છે. તેઓ તે વિદ્રોહી શેતાનને ઉપાસ્ય બનાવે છે

૧૧૮. જેના ઉપર અલ્લાહે ફિટકાર કરેલી છે. (તેઓ તે શેતાનનું આજ્ઞાપાલન કરી રહ્યાં છે) જેણે અલ્લાહને કહ્યું હતું,..''હું તારા બંદાઓ પાસેથી એક ચોક્કસ ભાગ લઈને રહીશ.

૧૧૯. હું તેમને બહેકાવીશ, હું તેમને ઇચ્છાઓમાં ગૂંચવીશ, હું તેમને આદેશ આપીશ અને તેઓ મારા આદેશ મુજબ પ્રાણીઓના કાન ચીરશે અને હું તેમને આદેશ આપીશ અને તેઓ મારા આદેશાનુસાર અલ્લાહની રચનામાં ફેરફાર કરશે.'' આ શેતાનને જેણે અલ્લાહના બદલે પોતાનો મિત્ર અને વાલી બનાવી લીધો તે સ્પષ્ટ નુકસાનમાં પડી ગયો.

૧૨૦. તે આ લોકો સાથે વાયદાઓ કરે છે અને તેમને આશાઓ અપાવે છે, પરંતુ શેતાનના બધા જ વાયદાઓ છેતરપિંડી સિવાય બીજું કંઈ નથી.

૧૨૧. આ લોકો ઠેકાણું જહન્નમ (નર્ક) છે જેનાથી મુક્તિનો કોઈ માર્ગ તેઓ પામશે નહીં.



૧૨૨. રહ્યા તે લોકો જેઓ ઈમાન લઈ આવે અને સદ્કાર્યો કરે, તો તેમને અમે એવા બાગોમાં દાખલ કરીશું જેના નીચે નહેરો વહેતી હશે અને તેઓ ત્યાં હંમેશાં રહેશે. આ અલ્લાહનો સાચો વાયદો છે અને અલ્લાહથી વધીને કોણ પોતાની વાતમાં સાચો હશે.

૧૨૩. પરિણામનો આધાર ન તમારી ઈચ્છાઓ ઉપર છે, ન તો ગ્રંથવાળાઓની ઈચ્છાઓ ઉપર. જે કોઈ બૂરાઈ કરશે તેનું ફળ પામશે અને અલ્લાહના મુકાબલામાં પોતાના માટે કોઈ સમર્થક અને સહાયક નહીં મેળવી શકે.

૧૨૪. અને જે ભલા કાર્યો કરશે, ચાહે પુરુષ હોય કે સ્ત્રી, પણ તે હોય મોમિન (ઈમાનવાળા), તો આવા જ લોકો જન્નત (સ્વર્ગ)માં દાખલ થશે અને તેમને રજમાત્ર અન્યાય નહીં થવા પામે.

૧૨૫. તે વ્યક્તિથી વધુ સારી બીજી કોની જીવન-પદ્ધતિ હોઈ શકે છે જેણે અલ્લાહ સામે આજ્ઞાપાલનમાં માથું ઝૂકાવી દીધું અને પોતાનું આચરણ ઉત્તમ રાખ્યું અને એકાગ્ર થઈને ઈબ્રાહીમની પદ્ધતિનું અનુસરણ કર્યું, તે ઈબ્રાહીમની પદ્ધતિનું જેને અલ્લાહે પોતાનો મિત્ર બનાવી લીધો હતો.

૧૨૬. આકાશો અને ધરતીમાં જે કંઈ છે અલ્લાહનું છે અને અલ્લાહે દરેક વસ્તુને પોતાના ઘેરામાં લઈ રાખી છે. (રૂકૂઅ-૧૮)

૧૨૭. લોકો તમારા પાસેથી સ્ત્રીઓ વિષે ફતવો (ધર્માદેશ) પૂછે છે. "કહો, અલ્લાહ તમને તેમના વિષે ફતવો આપે છે અને સાથે-સાથે તે આદેશો પણ યાદ દેવડાવે છે જે પહેલાથી તમને આ ગ્રંથમાં સંભળાવવામાં આવી રહ્યા છે. અર્થાત્ તે આદેશો જે તે અનાથ છોકરીઓ વિષે છે જેમના હક્ક તમે ચૂકવતા નથી અને જેમના નિકાહ (લગ્ન) કરવાથી તમે દૂર રહો છો (અથવા લોભના કારણે તમે પોતે તેમના સાથે લગ્ન કરવા ઇચ્છો છો), અને તે આદેશો જે તે બાળકો વિષે છે જેઓ બિચારા કંઈ પણ કરવા માટે અશક્ત છે. અલ્લાહ તમને આદેશ આપે છે કે અનાથો સાથે ન્યાય ઉપર કાયમ રહો, અને જે ભલાઈ તમે કરશો તે અલ્લાહની જાણ બહાર રહેશે નહીં.

૧૨૮. જો કોઈ સ્ત્રીને પોતાના પતિ તરફથી દુર્વ્યવહાર કે ઉપેક્ષાનો ભય હોય તો કોઈ વાંધો નથી કે પતિ અને પત્ની (હક્કોમાં થોડી છૂટછાટ મૂકીને) પરસ્પર સુલેહ કરી લે. સુલેહ દરેક રીતે સારી છે. મન સંકુચિતતા

તરફ જલ્દી ઝૂકી જાય છે, પરંતુ જો તમે 'એહસાન' (ઉપકાર)નો વ્યવહાર કરો અને અલ્લાહનો ડર રાખો તો વિશ્વાસ રાખો કે અલ્લાહ તમારી આ વર્તણૂંકથી અજાણ નહીં હોય.

૧૨૯. પત્નીઓ વચ્ચે પૂરેપૂરો ન્યાય કરવો તમારી શક્તિની વાત નથી. તમે ઇચ્છો તો પણ આમ નથી કરી શકતા, તેથી (અલ્લાહના કાનૂન પાછળનો આશય પૂરો કરવા માટે એ પૂરતું છે કે) એક પત્ની તરફ એવી રીતે ન ઝૂકી જાઓ કે બીજીને લટકતી છોડી દો. "જો તમે પોતાની વર્તણૂંક સાચી રાખો અને અલ્લાહથી ડરતા રહો તો અલ્લાહ દરગુજર કરનારો અને દયાળુ છે.

૧૩૦. પરંતુ જો તેઓ બંને એક-બીજાથી છૂટા થઈ જાય તો અલ્લાહ પોતાની વ્યાપક સામર્થ્યથી દરેકને એક-બીજાની જરૂરતથી મુક્ત કરી દેશે. અલ્લાહનું દામન ખૂબ વિશાળ છે અને તે તત્વદર્શી છે.

૧૩૧. આકાશો અને ધરતીમાં જે કંઈ છે તે બધું અલ્લાહનું જ છે. તમારા પહેલા જેમને અમે ગ્રંથ આપ્યો હતો, તેમને પણ આ જ આદેશ આપવામાં આવ્યો હતો અને હવે તમને પણ આ જ આદેશ આપીએ છીએ કે અલ્લાહનો ડર રાખીને કામ કરો, પરંતુ જો તમે ન માનતા હો તો ન માનો, આકાશ અને ધરતીની બધી જ વસ્તુઓનો માલિક અલ્લાહ જ છે અને તે બેનિયાઝ (નિરપેક્ષ, નિઃસ્પૃહ) છે, સર્વ પ્રશંસાનો અધિકારી છે.

૧૩૨. હા, અલ્લાહ જ માલિક છે તે તમામ વસ્તુઓનો જે આકાશોમાં છે અને જે ધરતીમાં છે અને કામ પાર પાડવા માટે માત્ર તે જ પૂરતો છે.

૧૩૩. જો તે ચાહે તો તમને ખસેડીને તમારી જગ્યાએ બીજાઓને લઈ આવે અને તે આમ કરવા માટે સંપૂર્ણ શક્તિ ધરાવે છે.

૧૩૪. જે વ્યક્તિ માત્ર દુનિયાનો બદલો ચાહતી હોય તેણે જાણી લેવું જોઈએ કે અલ્લાહ પાસે દુનિયાનો બદલો પણ છે અને આખિરતનો બદલો પણ, અને અલ્લાહ બધું સાંભળનાર અને જોનાર છે. (રુકૂઅ-૧૯)

૧૩૫. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! ન્યાયના ધ્વજવાહક બનો અને અલ્લાહ માટે સાક્ષી આપનાર બનો, ભલે તમારા ન્યાય અને તમારી સાક્ષીની વિરૂદ્ધ અસર સ્વયં તમારા ઉપર અથવા તમારા માતા-પિતા અને સગાઓ ઉપર જ કેમ ન પડતી હોય. મામલાથી સંબંધ ધરાવનાર પક્ષ ચાહે ધનવાન હોય કે ગરીબ, અલ્લાહ તમારાથી વધુ તેમનો શુભેચ્છક છે, આથી પોતાની મનેચ્છાઓનું અનુસરણ કરીને ન્યાય



કરવાથી ચૂકો નહીં અને જો તમે પક્ષપાતપૂર્ણ વાત કહી અથવા સાચી વાત કહેવાનું ટાળ્યું તો જાણી લો કે જે કંઈ તમે કરો છો અલ્લાહને તેની ખબર છે.

૧૩૬. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! ઈમાન લાવો અલ્લાહ ઉપર અને તેના રસૂલ ઉપર અને તે ગ્રંથ ઉપર જે અલ્લાહે પોતાના રસૂલ ઉપર અવતરીત કર્યો છે અને તે દરેક ગ્રંથ ઉપર જે આ પહેલાં તે અવતરીત કરી ચૂક્યો છે. જેણે અલ્લાહ અને તેના ફરિશ્તાઓ અને તેના ગ્રંથો અને તેના રસૂલો અને આખિરતના દિવસને માનવાનો ઇન્કાર કર્યો તે પથભ્રષ્ટતામાં ભટકીને ખૂબ દૂર નીકળી ગયો.

૧૩૭. રહ્યા તે લોકો જેઓ ઈમાન લાવ્યા, પછી કુફ્ર (ઇન્કાર) કર્યું, ફરી ઈમાન લાવ્યા, ફરી કુફ્ર કર્યું, પછી પોતાના કુફ્રમાં વધતા ગયા તો અલ્લાહ કદાપિ તેમને માફ નહીં કરે અને ક્યારેય તેમને સીધો માર્ગ નહીં દેખાડે.

૧૩૮-૧૩૯. અને જે દંભીઓ ઈમાનવાળાઓને છોડી કાફિરોને પોતાના મિત્રો બનાવે છે, તેમને આ શુભ સમાચાર સંભળાવી દો કે તેમના માટે પીડાકારી સજા તૈયાર છે. શું આ લોકો પ્રતિષ્ઠાની ચાહનામાં તેમના પાસે જાય છે ? જો કે પ્રતિષ્ઠા તો સંપૂર્ણપણે અલ્લાહ જ માટે છે.

૧૪૦. અલ્લાહ આ ગ્રંથમાં તમને પહેલાથી જ આદેશ આપી ચૂક્યો છે કે જ્યાં તમે સાંભળો કે અલ્લાહની આયતો વિરૂદ્ધ કુફ્ર (અધર્મ)ની બકવાસ કરવામાં આવી રહી છે અને તેની હાંસી ઉડાવવામાં આવી રહી છે તો ત્યાં ન બેસો, જ્યાં સુધી લોકો કોઈ બીજી વાતમાં ન લાગી જાય. હવે જો તમે આવું કરી રહ્યા છો તો તમે પણ એમના જ જેવા છો. વિશ્વાસ રાખો કે અલ્લાહ મુનાફિકોને (દંભીઓને) અને કાફિરોને જહન્નમ (નર્ક)માં એક જગ્યાએ એકઠા કરવાનો છે.

૧૪૧. આ દંભીઓ તમારા મામલામાં રાહ જોઈ રહ્યા છે (કે ઊંટ કઈ તરફ બેસશે). જો અલ્લાહ તરફથી વિજય તમારો થયો તો આવીને કહેશે કે શું અમે તમારા સાથે ન હતા ? જો કાફિરોનું પલ્લુ ભારે રહે તો તેમને કહેશે કે શું અમે તમારા વિરૂદ્ધ લડવા માટે સમર્થ ન હતા, અને છતાં પણ અમે તમને મુસલમાનોથી બચાવ્યા ? બસ, અલ્લાહ જ તમારા અને તેમના મામલાનો નિર્ણય કયામતના દિવસે કરશે અને (આ નિર્ણયમાં) અલ્લાહે કાફિરો (અધર્મીઓ) માટે મુસલમાનો ઉપર

વિજયી થવાનો કદાપિ કોઈ માર્ગ રાખ્યો નથી. (રુકૂઅ-૨૦)

૧૪૨. આ દંભીઓ અલ્લાહ સાથે છેતરપિંડી કરી રહ્યા છે, જો કે હકીકતમાં અલ્લાહે જ તેમને ભ્રમમાં નાખી રાખ્યા છે. જ્યારે આ લોકો નમાઝ માટે ઊભા થાય છે, તો કમને માત્ર લોકોને દેખાડવા માટે ઊઠે છે, અને અલ્લાહને ભાગ્યે જ યાદ કરે છે.

૧૪૩. કુફ્ર (ઇન્કાર) અને ઈમાનની દ્વિધામાં છે, ન તો પૂરા આ તરફ છે, ન પૂરા તે તરફ. જેને અલ્લાહે પથભ્રષ્ટ કરી દીધો હોય તેના માટે તમે કોઈ માર્ગ પામી શકતા નથી.

૧૪૪. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! ઈમાનવાળાઓને છોડીને કાફિરો (ઇન્કાર કરનારાઓ)ને પોતાના મિત્ર ન બનાવો. શું તમે ઇચ્છો છો કે અલ્લાહને પોતાના વિરૂદ્ધ સાફ-સાફ પુરાવો આપી દો ?

૧૪૫. નિઃશંક દંભીઓ જહન્નમના સૌથી નીચલા ભાગમાં જશે અને તમે કોઈને તેમનો સહાયક નહીં જુઓ.

૧૪૬. અલબત્ત, તેમનામાંથી જેઓ તૌબા (ક્ષમા અને પશ્ચાત્તાપ) કરી લે અને પોતાની વર્તણૂંક સુધારી લે અને અલ્લાહનું દામન મજબૂત પકડી રાખે અને પોતાના દીન (ધર્મ)ને અલ્લાહ માટે જ વિશિષ્ટ કરી દે, આવા લોકો ઈમાનવાળાઓની સાથે છે અને અલ્લાહ ઈમાનવાળાઓને જરૂર મોટો બદલો આપશે.

૧૪૭. અલ્લાહ શા માટે તમને અમસ્તી જ સજા આપે જો તમે કૃતજ્ઞ બંદા થઈને રહો અને ઈમાનના માર્ગ ઉપર ચાલો. અલ્લાહ મોટો કદરદાન છે અને સૌની સ્થિતિથી વાકેફ છે.

૧૪૮. અલ્લાહ તેને પસંદ કરતો નથી કે કોઈ વ્યક્તિ અપશબ્દોની સાથે પોતાનું મોઢું ખોલે, સિવાય એ કે કોઈના સાથે અન્યાય કરવામાં આવ્યો હોય, અને અલ્લાહ બધું સાંભળનાર અને જાણનાર છે.

૧૪૯. (અત્યાચારનો ભોગ બન્યા હોય તેવી સ્થિતિમાં જો કે તમને અપશબ્દો કહેવાનો અધિકાર છે) પરંતુ જો તમે જાહેર અને ખાનગીમાં ભલાઈ જ કર્યે જાવ અથવા ઓછામાં ઓછું બૂરાઈને દરગુજર કરો, તો અલ્લાહ (નો ગુણ પણ આ જ છે કે તે) મોટો ક્ષમાશીલ છે, (જો કે તે સજા આપવાનું) સંપૂર્ણ સામર્થ્ય ધરાવે છે.

૧૫૦. જે લોકો અલ્લાહ અને તેના રસૂલો સાથે કુફ્ર કરે છે, અને ચાહે છે કે અલ્લાહ અને તેના રસૂલો વચ્ચે ભેદભાવ કરે અને કહે છે કે અમે કોઈને



માનીશું અને કોઈને નહીં માનીએ અને કુફ્ર તથા ઈમાન વચ્ચે એક રસ્તો કાઢવાનો ઇરાદો રાખે છે,

૧૫૧. તે બધા કટ્ટર કાફિરો (ઇન્કાર કરનારાઓ) છે અને આવા કાફિરો માટે અમે તે સજા તૈયાર કરી રાખી છે, જે તેમને અપમાનિત અને ફજેત કરનારી છે.

૧૫૨. તેનાથી વિપરિત જે લોકો અલ્લાહ અને તેના તમામ રસૂલોને માને, અને તેમના વચ્ચે ભેદભાવ ન કરે, તેમને અમે ચોક્કસ તેમના બદલા આપીશું, અને અલ્લાહ ઘણો ક્ષમાશીલ અને દયાળુ છે (રુકૂઅ-૨૧)

૧૫૩. હે નબી ! આ ગ્રંથવાળા જો આજે તમારા પાસે માંગણી કરી રહ્યા છે કે તમે આકાશમાંથી કોઈ લખાણ તેમના ઉપર અવતરિત કરાવો તો તેનાથી પણ વધુ ગુનાહિત માંગણીઓ તેઓ પહેલાં મૂસા પાસે કરી ચૂક્યા છે. તેને તો આ લોકોએ કહ્યું હતું કે અમને ખુદાને જાહેરમાં દેખાડી દો અને આ જ દુષ્ટતાના કારણે તેમના ઉપર અચાનક વીજળી ત્રાટકી હતી, પછી તેમણે વાછરડાને પોતાનો ઉપાસ્ય બનાવી લીધો, જો કે તેઓ ખુલ્લી નિશાનીઓ જોઈ ચૂક્યા હતા. તેમ છતાં પણ અમે તેમને માફ કરી દીધા. અમે મૂસાને સ્પષ્ટ સ્પષ્ટ આદેશ આપ્યો,

૧૫૪. અને આ લોકો ઉપર તૂર (પહાડ)ને ઉઠાવીને એમના પાસેથી (આ આદેશના પાલનનું) વચન લીધું. અમે તેમને હુકમ આપ્યો કે દરવાજામાં સિજદો કરતા પ્રવેશ કરો. અમે તેમને કહ્યું કે 'સબ્ત' (શનિવાર)નો નિયમ ન તોડો અને તે માટે તેમના પાસેથી પાકું વચન લીધું.

૧૫૫. છેવટે તેમના વચન ભંગના કારણે અને એ કારણે કે તેમણે અલ્લાહની આયતોને જૂઠી ઠેરવી અને ઘણા પયગંબરોને નાહક કતલ કર્યા અને ત્યાં સુધી કહ્યું કે અમારા હૃદયો આવરણોમાં સુરક્ષિત છે, જો કે હકીકતમાં તેમના કુફ્ર (અધર્મ)ના કારણે અલ્લાહે તેમના હૃદયો ઉપર મહોર મારી દીધી છે, અને આ જ કારણે તેઓ ભાગ્યે જ ઈમાન લાવે છે.

૧૫૬. પછી તેઓ પોતાના કુફ્ર (અધર્મ)માં એટલા વધ્યા કે મરયમ ઉપર ભારે તહોમત મૂકી,

૧૫૭. અને પોતે કહ્યું કે અમે મરયમના પુત્ર ઈસા મસીહ, અલ્લાહના રસૂલને કતલ કરી દીધા છે — જો કે હકીકતમાં તેમણે ન તો તેને કતલ કર્યો, ન

તો સલીબ (ક્રોસ, સૂળી) ઉપર ચઢાવ્યો, બલ્કે મામલો તેમના માટે શંકાસ્પદ બનાવી દેવામાં આવ્યો, અને જે લોકોએ આ અંગે મતભેદ કર્યો છે તેઓ પણ ખરેખર શંકામાં પડેલા છે, તેમના પાસે આ અંગે કોઈ જ્ઞાન નથી, માત્ર અટકળનું જ અનુસરણ કરે છે. તેમણે મસીહને નિશ્ચિતપણે કતલ નથી કર્યો,

૧૫૮. બલ્કે અલ્લાહે તેને પોતાની તરફ ઉઠાવી લીધો, અલ્લાહ પ્રબળ શક્તિશાળી અને ડહાપણવાળો-તત્ત્વદર્શી છે.

૧૫૯. અને ગ્રંથવાળાઓમાંથી કોઈ એવો નહીં હોય જે તેના મૃત્યુ પહેલા તેના ઉપર ઈમાન ન લઈ આવે અને કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તે તેના ઉપર સાક્ષી આપશે,

૧૬૦-૧૬૧. — તાત્પર્ય એ છે કે, આ યહૂદીઓના આ જ અત્યાચારપૂર્ણ વલણના કારણે અને એ કારણે કે તેઓ મોટાભાગે અલ્લાહના માર્ગથી રોકે છે, અને વ્યાજ લે છે જેનાથી તેમને મનાઈ કરવામાં આવી હતી, અને લોકોનું ધન અનુચિત રીતે ખાય છે, અમે ઘણી પવિત્ર તે વસ્તુઓ તેમના માટે હરામ (અવૈધ) કરી દીધી જે પહેલાં તેમના માટે હલાલ (વૈધ) હતી, અને જે લોકો તેમના પૈકી કાફિર (ઈન્કાર કરનારા) છે તેમના માટે અમે પીડાકારી યાતના તૈયાર કરીને રાખી છે,

૧૬૨. પરંતુ તેમનામાંથી જે લોકો પરિપક્વ જ્ઞાન ધરાવે છે અને ઈમાનવાળા છે, તે સૌ તે શિક્ષણ ઉપર ઈમાન લાવે છે જે (હે નબી !) તમારા તરફ અવતરિત કરવામાં આવ્યું છે અને જે તમારા પહેલા અવતરિત કરવામાં આવ્યું હતું. આ રીતે ઈમાન લાવનારાઓ અને નમાઝ અને ઝકાતની પાબંદી કરવાવાળા અને અલ્લાહ અને આખિરત (પરલોક)ના દિવસ ઉપર સાચી શ્રદ્ધા ધરાવનારા લોકોને અમે જરૂર મહાન બદલો આપીશું. (રૂકૂઅ-૨૨)

૧૬૩. હે નબી ! અમે તમારા તરફ એવી જ રીતે વહી (દિવ્ય પ્રકાશના) મોકલી છે જેવી રીતે નૂહ અને તે પછીના પયગંબરો તરફ મોકલી હતી. અમે ઈબ્રાહીમ, ઈસ્માઈલ, ઈસ્હાક, યાકૂબ અને યાકૂબની સંતાન, ઈસા, ઐયૂબ, યૂનુસ, હારૂન અને સુલેમાનના તરફ વહી મોકલી. અમે દાઊદને ઝબૂર (અલ્લાહ તરફથી અવતરિત કરવામાં આવેલ ગ્રંથ) આપી.

૧૬૪. અમે તે રસૂલો ઉપર પણ વહી અવતરિત કરી જેમનો ઉલ્લેખ અમે આ પહેલાં તમારા સમક્ષ કરી ચૂક્યા છીએ અને તે રસૂલો ઉપર પણ



જેમનો ઉલ્લેખ તમારા સમક્ષ નથી કર્યો. અમે મૂસા સાથે એવી રીતે વાતચીત કરી જેવી રીતે વાતચીત કરવામાં આવે છે.

૧૬૫. આ તમામ રસૂલોને ખુશખબર આપનારા અને ડરાવનારા બનાવીને મોકલવામાં આવ્યા હતા જેથી તેમને મોકલી દીધા પછી લોકો પાસે અલ્લાહ સામે કોઈ દલીલ બાકી ન રહે અને અલ્લાહ દરેક સંજોગોમાં પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

૧૬૬. (લોકો નથી માનતા તો ન માને) પરંતુ અલ્લાહ સાક્ષી આપે છે કે હે નબી ! જે કંઈ તેણે તમારા ઉપર અવતરિત કર્યું છે, પોતાના જ્ઞાનમાંથી અવતરિત કર્યું છે અને તેના ઉપર ફરિશ્તાઓ પણ સાક્ષી છે, જો કે અલ્લાહનું સાક્ષી હોવું તદ્દન પૂરતું છે.

૧૬૭. જે લોકો તેને માનવાનો સ્વયં ઈન્કાર કરે છે અને બીજાઓને અલ્લાહના માર્ગથી રોકે છે, તેઓ વાસ્તવમાં પથભ્રષ્ટતામાં સત્યથી ઘણે દૂર નીકળી ગયા છે.

૧૬૮-૧૬૯. આ રીતે જે લોકોએ કુફ્ર (ઈન્કાર) અને વિદ્રોહનું વર્તન અપનાવ્યું અને અન્યાય અને અત્યાચાર કરવા પર ઉતરી આવ્યા, અલ્લાહ તેમને કદાપિ માફ નહીં કરે અને તેમને જહન્નમના માર્ગ સિવાય કોઈ અન્ય માર્ગ દેખાડશે નહીં, જેમાં તેઓ હંમેશાં રહેશે. અલ્લાહ માટે આ કોઈ મુશ્કેલ કામ નથી.

૧૭૦. લોકો ! આ રસૂલ તમારા પાસે તમારા રબ તરફથી સત્ય લઈને આવી ગયો છે, ઈમાન લઈ આવો. તમારા જ માટે સારું છે, અને જો ઈન્કાર કરો છો તો જાણી લો કે આકાશો અને ધરતીમાં જે કંઈ છે, બધું જ અલ્લાહનું છે અને અલ્લાહ સર્વજ્ઞ પ્રજ્ઞ છે અને તત્ત્વદર્શી પણ.

૧૭૧. હે ગ્રંથવાળાઓ ! પોતાના દીન (ધર્મ)માં હદથી ન વધો અને અલ્લાહ તરફ સત્ય સિવાય કોઈ વાત ન જોડો, મરયમના પુત્ર ઈસા મસીહ તો સિવાય કંઈ ન હતો કે અલ્લાહનો એક રસૂલ (પયગંબર) હતો અને એક ફરમાન હતો જે અલ્લાહે મરયમ તરફ મોકલ્યો અને એક રૂહ હતી અલ્લાહ તરફથી (જેણે મરયમના ગર્ભાશયમાં બાળકનું રૂપ ધારણ કર્યું) તેથી તમે અલ્લાહ અને તેના રસૂલો (પયગંબરો) ઉપર ઈમાન લાવો અને ન કહો કે 'ત્રણ' છે, અટકી જાઓ, આ તમારા જ માટે સારું છે. અલ્લાહ તો માત્ર એક જ ખુદા છે. તે પવિત્ર અને મહાન છે તેનાથી કે કોઈ તેનો પુત્ર હોય. ધરતી અને આકાશોની સમગ્ર વસ્તુઓ તેની મિલકત છે અને તેમના ગુજરાન અને દેખરેખ માટે માત્ર તે જ પૂરતો છે. (રૂકૂઅ-૨૩)

૧૭૨. મસીહે ક્યારેય આ વાતને તુચ્છ સમજી નથી કે તે અલ્લાહનો બંદો હોય અને ન તો સૌથી નિકટના ફરિશ્તાઓ તેને પોતાના માટે તુચ્છ સમજે છે. જો કોઈ અલ્લાહની બંદગીને પોતાના માટે તુચ્છ સમજે છે અને અભિમાન કરે છે તો એક સમય આવશે જ્યારે અલ્લાહ સૌને એકઠા કરીને પોતાના સામે હાજર કરશે.

૧૭૩. તે વખતે તે લોકો, જેમણે ઈમાન લાવીને સદ્‌વર્તન અપનાવ્યું છે, પોતાના બદલા પૂરેપૂરા મેળવશે અને અલ્લાહ પોતાની કૃપાથી તેમને વધારે બદલો આપશે અને જે લોકોએ બંદગીને તુચ્છ સમજી અને અભિમાન કર્યું છે, તેમને અલ્લાહ દુઃખદાયી યાતના આપશે, અને અલ્લાહ સિવાય જેના-જેના વાલીપણા અને મદદ ઉપર તેઓ ભરોસો રાખતા હતા, તે પૈકી કોઈને પણ ત્યાં જોશે નહીં.

૧૭૪. લોકો ! તમારા રબ તરફથી તમારા પાસે સ્પષ્ટ દલીલ આવી ગઈ છે અને અમે તમારા તરફ એવો પ્રકાશ મોકલી દીધો છે જે તમને સાફ-સાફ રસ્તો દેખાડનારો છે.

૧૭૫. હવે જેઓ અલ્લાહની વાત માની લેશે અને તેનું શરણ શોધશે તેમને અલ્લાહ પોતાની દયા અને પોતાની કૃપામાં દાખલ કરી લેશે અને પોતાના તરફ આવવાનો સીધો માર્ગ તેમને દેખાડી દેશે.

૧૭૬. હે નબી ! લોકો તમને કલાલા* ના મામલા અંગે ફતવો (ધર્માદેશ) પૂછે છે. કહો, અલ્લાહ તમને હુકમ આપે છે. જો કોઈ વ્યક્તિ નિઃસંતાન મરણ પામે અને તેની એક બહેન હોય તો તે તેના વારસામાં અડધું મેળવશે અને જો બહેન નિઃસંતાન મરણ પામે તો ભાઈ તેનો વારસ થશે.[૧૭૬] અને જો મૃત્યુ પામનારની વારસદાર બે બહેનો હોય તો તેઓ વારસામાંથી બે-તૃતિયાંશની હક્કદાર થશે અને જો અનેક ભાઈ-બહેનો હોય તો સ્ત્રીઓનો એક અને પુરુષોનો બમણો ભાગ હશે, અલ્લાહ તમારા માટે આદેશોને સ્પષ્ટ કરે છે જેથી તમે ભટકતા ન ફરો, અને અલ્લાહ દરેક વસ્તુનું જ્ઞાન ધરાવે છે. (રુકૂઅ-૨૪)

* કલાલાના અર્થમાં મતભેદ છે. કેટલાકના મતાનુસાર કલાલા તે વ્યક્તિ છે, જે નિઃસંતાન હોય અને જેના પિતા અને દાદા પણ જીવંત ન હોય અને કેટલાકના મતે કલાલા તે મરનાર વ્યક્તિને કહે છે, જે નિઃસંતાન રહ્યો હોય. શરીઅતના નિષ્ણાતોની બહુમતિએ પ્રથમ અભિપ્રાયને માન્ય રાખ્યો છે, જેને કુર્આનમાંથી પણ સમર્થન મળે છે, તદનુસાર 'કલાલા'ની બહેનને અડધા વારસાની વારસદાર ઠરાવવામાં આવી છે, જો કે જ્યારે કલાલાનો બાપ જીવતો હોય તો બહેનને કોઈ હિસ્સો મળશે નહીં.



૧૭૨. મસીહે ક્યારેય આ વાતને તુચ્છ સમજી નથી કે તે અલ્લાહનો બંદો હોય અને ન તો સૌથી નિકટના ફરિશ્તાઓ તેને પોતાના માટે તુચ્છ સમજે છે. જો કોઈ અલ્લાહની બંદગીને પોતાના માટે તુચ્છ સમજે છે અને અભિમાન કરે છે તો એક સમય આવશે જ્યારે અલ્લાહ સૌને એકઠા કરીને પોતાના સામે હાજર કરશે.

૧૭૩. તે વખતે તે લોકો, જેમણે ઈમાન લાવીને સદ્‌વર્તન અપનાવ્યું છે, પોતાના બદલા પૂરેપૂરા મેળવશે અને અલ્લાહ પોતાની કૃપાથી તેમને વધારે બદલો આપશે અને જે લોકોએ બંદગીને તુચ્છ સમજી અને અભિમાન કર્યું છે, તેમને અલ્લાહ દુઃખદાયી યાતના આપશે, અને અલ્લાહ સિવાય જેના-જેના વાલીપણા અને મદદ ઉપર તેઓ ભરોસો રાખતા હતા, તે પૈકી કોઈને પણ ત્યાં જોશે નહીં.

૧૭૪. લોકો ! તમારા રબ તરફથી તમારા પાસે સ્પષ્ટ દલીલ આવી ગઈ છે અને અમે તમારા તરફ એવો પ્રકાશ મોકલી દીધો છે જે તમને સાફ-સાફ રસ્તો દેખાડનારો છે.

૧૭૫. હવે જેઓ અલ્લાહની વાત માની લેશે અને તેનું શરણ શોધશે તેમને અલ્લાહ પોતાની દયા અને પોતાની કૃપામાં દાખલ કરી લેશે અને પોતાના તરફ આવવાનો સીધો માર્ગ તેમને દેખાડી દેશે.

૧૭૬. હે નબી ! લોકો તમને કલાલા* ના મામલા અંગે ફતવો (ધર્માદેશ) પૂછે છે. કહો, અલ્લાહ તમને હુકમ આપે છે. જો કોઈ વ્યક્તિ નિઃસંતાન મરણ પામે અને તેની એક બહેન હોય તો તે તેના વારસામાં અડધું મેળવશે અને જો બહેન નિઃસંતાન મરણ પામે તો ભાઈ તેનો વારસ થશે.[૧૭૬] અને જો મૃત્યુ પામનારની વારસદાર બે બહેનો હોય તો તેઓ વારસામાંથી બે-તૃતિયાંશની હક્કદાર થશે અને જો અનેક ભાઈ-બહેનો હોય તો સ્ત્રીઓનો એક અને પુરુષોનો બમણો ભાગ હશે, અલ્લાહ તમારા માટે આદેશોને સ્પષ્ટ કરે છે જેથી તમે ભટકતા ન ફરો, અને અલ્લાહ દરેક વસ્તુનું જ્ઞાન ધરાવે છે. (રુકૂઅ-૨૪)

* કલાલાના અર્થમાં મતભેદ છે. કેટલાકના મતાનુસાર કલાલા તે વ્યક્તિ છે, જે નિઃસંતાન હોય અને જેના પિતા અને દાદા પણ જીવંત ન હોય અને કેટલાકના મતે કલાલા તે મરનાર વ્યક્તિને કહે છે, જે નિઃસંતાન રહ્યો હોય. શરીઅતના નિષ્ણાતોની બહુમતિએ પ્રથમ અભિપ્રાયને માન્ય રાખ્યો છે, જેને કુર્આનમાંથી પણ સમર્થન મળે છે, તદનુસાર 'કલાલા'ની બહેનને અડધા વારસાની વારસદાર ઠરાવવામાં આવી છે, જો કે જ્યારે કલાલાનો બાપ જીવતો હોય તો બહેનને કોઈ હિસ્સો મળશે નહીં.

નથી. અલ્લાહ બધું જ જાણે છે અને તે તત્ત્વદર્શી છે. (રુકૂઅ-૧૫)

૧૦૫. હે નબી ! અમે આ ગ્રંથ સત્ય સાથે તમારા તરફ અવતરિત કર્યો છે, જેથી જે સીધો માર્ગ અલ્લાહે તમને દેખાડ્યો છે તે મુજબ લોકો વચ્ચે ફેંસલો કરો. તમે અપ્રમાણિક લોકો તરફથી વાદ-વિવાદ કરનારા ન બનો,

૧૦૬. અને અલ્લાહ પાસે દરગુજર માટે યાચના કરો, તે મોટો દરગુજર કરનાર અને દયાળુ છે.

૧૦૭. જે લોકો સ્વયં પોતાના સાથે જ વિશ્વાસઘાત કરે છે તમે તેમનો પક્ષ ન લો. અલ્લાહને એવી વ્યક્તિ પસંદ નથી જે વિશ્વાસઘાતી અને પાપી હોય.

૧૦૮. આ લોકો મનુષ્યોથી પોતાના કરતૂકો છૂપાવી શકે છે, પરંતુ અલ્લાહથી નથી છૂપાવી શકતા. તે તો તે વખતે પણ તેમના સાથે હોય છે જ્યારે તેઓ રાત્રે સંતાઈને તેની મરજી વિરૂદ્ધ મસલતો કરે છે. તેમના બધા કાર્યો અલ્લાહના જ્ઞાનના પરિઘમાં છે.

૧૦૯. હા, તમે આ ગુનેગારો વતી દુનિયાના જીવનમાં તો તકરાર કરી લીધી, પરંતુ કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તેમના માટે અલ્લાહ સામે કોણ તકરાર કરશે ? છેવટે ત્યાં કોણ તેમનો વકીલ થશે ?

૧૧૦. જો કોઈ વ્યક્તિ ખરાબ કૃત્ય કરી નાખે અથવા પોતાના ઉપર અત્યાચાર કરી બેસે અને ત્યારપછી અલ્લાહ પાસે દરગુજર માટે યાચના કરે તો અલ્લાહને દરગુજર કરનારું અને દયાળુ જોશે.

૧૧૧. પરંતુ જો કોઈ બૂરાઈ કમાવી લે તો તેની આ કમાણી તેના જ માટે જંજાળ બનશે, અલ્લાહને બધી વાતોની ખબર છે અને તે તત્ત્વદર્શી છે.

૧૧૨. પછી જેણે કોઈ ભૂલ અથવા ગુનો કરીને તેનો આરોપ કોઈ નિર્દોષના માથે ધરી દીધો તેણે તો મોટા દોષારોપણ અને સ્પષ્ટ ગુનાનો બોજ ઉપાડી લીધો. (રુકૂઅ-૧૬)

૧૧૩. હે નબી ! જો અલ્લાહની કૃપા તમારા ઉપર ન હોત અને તેની મહેરબાની તમારા સાથે ન હોત તો આમાંથી એક જૂથે તો તમને ભ્રમમાં નાખી દેવાનો નિર્ણય કરી જ લીધો હતો, જો કે હકીકતમાં તેઓ સ્વયં પોતાના સિવાય કોઈને ભ્રમમાં નાખી રહ્યા ન હતા અને તમારૂં કોઈ



# (૫) અલ-માઈદહ

## પરિચય

**નામ :**

આ સૂરઃની આયત ૧૧૨ 'હલ્યસ્તતીઉ રબ્બુક અન્‌યુનઝ્ઝિલ અલઈના માઈદતમ્‌ મિનસ્સમાઅ્'માં આવતા 'માઈદહ' શબ્દને આના નામ તરીકે લેવામાં આવ્યો છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃના વિષય ઉપરથી એવો નિર્દેશ સાંપડે છે કે 'હુદૈબિયહ'ની સંધિ પછી અર્થાત્‌ હિ.સ. ૦૬ના અંતમાં કે પછી ૦૭ના આરંભિક કાળમાં આ સૂરઃનું અવતરણ થયું છે. હુદૈબિયહની સંધિમાંથી ઉદ્‌ભવતા પ્રશ્નો અંગે આ સૂરઃ ચર્ચા કરે છે.

હિ.સ. ૦૬ના ઝિલકઅ્‌દ મહિનામાં પયગંબર (સલ્લ.) ૧૪૦૦ મુસલમાનો સાથે 'ઉમરા' માટે મક્કા ગયા હતા. કોઈ પણ વ્યક્તિ મક્કાની યાત્રાએ જાય તો તેનો માર્ગ નહીં રોકવાની તે સમયે પ્રણાલિકા હતી. પરંતુ વેરની વસૂલાત માટે હંમેશાં બહાનાની શોધમાં રહેતા મક્કાના કુરૈશ કબીલાના લોકોએ આ વખતે મુસલમાનોને ધાર્મિક વિધિ કરતા અટકાવીને તે સદીઓ પુરાણી આરબ પ્રણાલિકાનો અકારણ ભંગ કર્યો. મક્કાવાસીઓના આ ગેરવ્યાજબી હઠાગ્રહના કારણે જે મડાગાંઠ પડી તેના ઉકેલ માટે બંને પક્ષોના આગેવાનો વચ્ચે ખૂબ જ ચર્ચા-વિચારણાના અંતે તેમના વચ્ચે જે સમજૂતી થઈ તેને ઇતિહાસમાં 'હુદૈબિયહની સંધિ' તરીકે ઓળખવામાં આવે છે. આમાં પછીના વર્ષે મુસલમાનોને 'હજ્જ' કે 'ઉમરા' માટે મક્કા જતા અટકાવવામાં આવશે નહીં એવી જોગવાઈ કરવામાં આવી હતી. આ સોનેરી તકનો લાભ લઈને મુસલમાનોને હજ્જના શિષ્ટાચાર આ સૂરઃ દ્વારા શીખવવામાં આવ્યા છે.

મુસલમાનોને 'ઉમરા' કરતા મક્કાના મુશ્રિકોએ રોક્યા હોવાથી તેમનામાં બદલો લેવાની ભાવના સળવળે એવી ભીતિ હતી. તેઓ બદલો લઈ શકે એવી ભૌગોલિક સ્થિતિમાં પણ હતા, કેમ કે જે રસ્તેથી કાફિર કબીલાઓ 'હજ્જ' કરવા જતા હતા, તે વિસ્તારો ઉપર મુસલમાનોનો કબ્જો હતો. મુસલમાનો જો ઇચ્છે તો તે રસ્તેથી પસાર થતા કાફિર યાત્રાળુઓને, જેમ તેમને રોકવામાં આવ્યા હતા, તેમ રોકી શકે એવી પરિસ્થિતિમાં હતા. પરંતુ એવું

સાનુકૂળ વાતાવરણ સર્જાયું તે એ સંધિની જોગવાઈઓની જ ફલશ્રુતિ હતી. તે સંધિના કારણે મુસલમાનોને તેમના વિસ્તારમાં શાંતિ ઉપલબ્ધ થઈ શકી હતી અને તેના પરિણામે તેઓ આસપાસના વિસ્તારોમાં ઇસ્લામના પ્રચાર અને પ્રસારના કાર્યમાં સમય આપવા સમર્થ બની શક્યા હતા.

**વિષયો :**

આ સંજોગો હતા જેમાં આ સૂરઃનું અવતરણ થયું. આ સૂરઃમાં નીચેના ત્રણ મુખ્ય વિષયો અંગે ચર્ચા કરવામાં આવી છે :

(૧) આ સૂરઃમાં મુસલમાનોના સાંસ્કૃતિક, ધાર્મિક અને રાજકીય વ્યવહાર વિષે માર્ગદર્શક સૂચનો અને આદેશો આપવામાં આવ્યા છે. આના અનુસંધાનમાં જ હજ્જના શિષ્ટાચાર નિર્ધારિત કરવામાં આવ્યા, અલ્લાહના પ્રતીકોના ચુસ્ત આદર તેમજ કા'બાની યાત્રાએ જતા યાત્રાળુઓના માર્ગમાં અવરોધો ઊભા ન કરવા તેમજ તેમના કાર્યમાં હસ્તક્ષેપ ન કરવાની કડક સૂચનાઓ પણ આપવામાં આવી. ખાન-પાનની ચીજવસ્તુઓ અંગે હરામ (અવૈધ) અને હલાલ (વૈધ)ની નિશ્ચિત મર્યાદાઓ નક્કી કરવામાં આવી અને ઇસ્લામના આગમન પહેલાં લોકોએ આ ક્ષેત્રે મનસ્વી રીતે જે પ્રતિબંધો મૂક્યા હતા, તે નાબૂદ કરવામાં આવ્યા. વળી અહલે કિતાબ (ગ્રંથવાળાઓ) સાથે ભોજન લેવા અને તેમની સ્ત્રીઓ સાથે લગ્ન કરવાની છૂટ આપવામાં આવી. આ સૂરઃમાં વુઝૂ, ગુસ્લ (સ્નાન) અને તયમ્મુમના નિયમો પણ નક્કી કરવામાં આવ્યા છે. રાજ્યમાં અશાંતિ સર્જવાની, વિદ્રોહ કરવાની તેમજ ચોરીની સજા પણ નિયત કરવામાં આવી. જુગાર તેમજ શરાબને આ સૂરઃમાં નિષિદ્ધ ઠરાવવામાં આવ્યા. સોગંદ અને વચન તોડવા માટે 'કફ્ફારો' (પ્રાયશ્ચિત) નક્કી કરવામાં આવ્યો અને સાક્ષી અંગેના કાનૂનમાં કેટલીક વધુ કલમોનો ઉમેરો પણ કરવામાં આવ્યો.

(૨) આ સૂરઃમાં મુસલમાનોને વિશેષ શિખામણ પણ આપવામાં આવી છે. આ સૂરઃ ઊતરી ત્યારે મુસલમાનોના હાથમાં શાસન આવી ચૂક્યું હતું. સત્તાના ઘમંડમાં મુસલમાનો તેમના ધ્યેયથી વિચલિત ન થાય તે હેતુથી વારંવાર સૂચનાઓ આ સૂરઃમા આપવામા આવી છે. મુસલમાનો ન્યાય અને ઇન્સાફની વાત ઉપર મક્કમ રહે, પોતાના પુરોગામી 'અહલે કિતાબ'નું વલણ અપનાવવાથી બચે, અલ્લાહતઆલાના આજ્ઞાપાલન અને આદેશોના અનુસરણ બાબતે કરેલ કરારનું ચુસ્તપણે પાલન કરે તે માટે આદેશો આપવામાં આવ્યા.



(૩) આ સૂરઃમાં યહૂદીઓ અને ઈસાઈઓ (ખ્રિસ્તીઓ)ને પણ શિખામણ આપવામાં આવી છે. આ સૂરઃના ઉતરાણકાળ સમયે યહૂદીઓની શક્તિ તૂટી ચૂકી હતી. ઉત્તર આરબ વિસ્તારની તમામ યહૂદી વસ્તીઓ ઇસ્લામી રાજ્યના નેજા હેઠળ આવી ગઈ હતી. આ તબક્કે તેમના ખોટા વલણો સામે ફરી એકવાર ચેતવીને તેમને સન્માર્ગ ઉપર આવવા આમંત્રણ આપવામાં આવ્યું છે, કેમ કે હુદૈબિયહની સંધિના પરિણામે આરબ પ્રદેશમાં અને નજીકના દેશોની પ્રજાઓમાં ઇસ્લામના સંદેશના પ્રસારની તકો ઊભી થઈ હતી, તેથી આ સૂરઃમાં ઈસાઈઓ (ખ્રિસ્તીઓ)ને પણ વિગતવાર સંબોધન કરીને તેમની ધારણાઓની ખામીઓ તરફ ધ્યાન દોરીને તેમને અંતિમ પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.) ઉપર ઈમાન લાવવાનું સ્પષ્ટ આમંત્રણ આપવામાં આવ્યું છે.

# (૫) સૂરઃ અલ-માઈદહ

(મદીનામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧૬ • આયતો : ૧૨૦)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે

૧. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! પ્રતિબંધોનું પૂરેપૂરૂં પાલન કરો. તમારા માટે ઢોરના પ્રકારના બધા પશુઓ હલાલ (વૈધ) કરવામાં આવ્યા, સિવાય તે જે આગળ તમને બતાવવામાં આવશે, પરંતુ એહરામ (હજ્જ પ્રસંગે શરીર ઢાંકવા માટે હાજીઓ પહેરે છે તે સિલાઈ વગરના વસ્ત્રો)ની હાલતમાં શિકારને પોતાના માટે હલાલ ન કરી લો, નિઃશંક અલ્લાહ જે ચાહે છે આદેશ આપે છે.

૨. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! ખુદાપરસ્તી (અલ્લાહના આજ્ઞાપાલન)ની નિશાનીઓનો અનાદર ન કરો — પ્રતિષ્ઠિત (હરામ) મહિનાઓમાંથી કોઈને હલાલ (વૈધ) ન કરી લો, કુરબાનીના પશુઓ ઉપર હાથ ન નાખો, ન તો તે પશુઓ ઉપર હાથ નાખો જેમની ડોકમાં અલ્લાહને સમર્પણની નિશાની તરીકે પટ્ટા નાખેલા હોય, ન તે લોકોને સતાવો જેઓ પોતાના રબ (માલિક)ની કૃપા અને પ્રસન્નતાની શોધમાં પ્રતિષ્ઠિત ઘર (કા'બા) તરફ જઈ રહ્યા હોય. હા, જ્યારે એહરામની હાલત સમાપ્ત થઈ જાય તો તમે શિકાર કરી શકો છો — અને જુઓ, એક જૂથે જે તમારા માટે પ્રતિષ્ઠિત મસ્જિદ (કા'બા)નો માર્ગ બંધ કરી દીધો છે, તો આ બાબતે તમારો ગુસ્સો તમને એટલા ઉત્તેજિત ન કરી દે કે તમે પણ તેમના મુકાબલામાં અનુચિત અતિરેક કરવા લાગો. નહીં, જે કાર્યો સદાચાર અને તકવા (ઈશપરાયણતા અને સંયમ)ના છે તેમાં સૌના સાથે સહયોગ કરો અને જે ગુના અને અત્યાચારના કાર્યો છે તેમાં કોઈના સાથે સહયોગ ન કરો. અલ્લાહથી ડરો, તેની સજા ઘણી આકરી છે.

૩. તમારા માટે હરામ (અવૈધ) કરવામાં આવ્યું મુડદાલ, લોહી, ડુક્કરનું માંસ, તે પશુ જે અલ્લાહ સિવાય કોઈ બીજાના નામે ઝબેહ કરવામાં આવ્યું હોય, તે જે ગળું રૂંધાઈને કે પ્રહારથી કે ઊંચેથી પડી જવાથી કે ટકરાઈને મૃત્યુ પામ્યું હોય, અથવા જેને કોઈ હિંસક પશુએ ફાડી ખાધું હોય — સિવાય એ કે જેને તમે જીવતું જોઈને ઝબેહ કરી લીધું, — અને તે જે કોઈ વેદી ઉપર ઝબેહ કરવામાં આવ્યું હોય. સાથે તે પણ તમારા માટે હરામ છે કે પાસાઓ વડે તમારૂં ભાગ્ય જાણો, આ બધા ફિસ્ક (ગુનાના) કાર્યો છે. આજે કાફિરોને તમારા દીન (ધર્મ)થી સંપૂર્ણ



નિરાશા થઈ ગઈ છે, તેથી તમે તેમનાથી ન ડરો, પરંતુ મારાથી ડરો. આજે મેં તમારા દીન (જીવન-વ્યવસ્થા)ને તમારા માટે સંપૂર્ણ કરી દીધો છે અને પોતાની કૃપા તમારા ઉપર પરિપૂર્ણ કરી દીધી છે અને તમારા માટે ઈસ્લામને તમારા દીન (ધર્મ) તરીકે પસંદ કરી લીધો છે. (એટલા માટે હરામ-અવૈધ અને હલાલ-વૈધના જે પ્રતિબંધો તમારા ઉપર મૂકવામાં આવ્યા છે તેનું પાલન કરો). અલબત્ત, જે વ્યક્તિ ભૂખથી વિવશ થઈને આ પૈકી કોઈ વસ્તુ ખાઈ લે, સિવાય એ કે તે ગુનો કરવા તરફ તેની અભિરુચિ હોય, તો નિઃશંક અલ્લાહ માફ કરવાવાળો અને દયાળુ છે.

૪. લોકો પૂછે છે કે તેમના માટે શું હલાલ કરવામાં આવ્યું છે, કહો, તમારા માટે બધી જ સારી અને શુદ્ધ વસ્તુઓ હલાલ કરી દેવામાં આવી છે. અને જે શિકારી જાનવરોને તમે કેળવ્યા હોય — જેમને અલ્લાહે આપેલા જ્ઞાનના આધારે તમે શિકારનું પ્રશિક્ષણ આપો છો — તેઓ જે જાનવરને તમારા માટે પકડી રાખે, તેને પણ તમે ખાઈ શકો છો, અલબત્ત તેના ઉપર અલ્લાહનું નામ લઈ લો અને અલ્લાહના કાનૂનનું ઉલ્લંઘન કરવાથી ડરો, અલ્લાહને હિસાબ લેતા વાર લાગતી નથી.

૫. આજે તમારા માટે બધી શુદ્ધ વસ્તુઓ હલાલ (વૈધ) કરી દેવામાં આવી છે. ગ્રંથવાળાઓનો ખોરાક તમારા માટે હલાલ છે અને તમારો ખોરાક તેમના માટે. અને સુરક્ષિત સ્ત્રીઓ (મુહસનાત) પણ તમારા માટે હલાલ છે, ચાહે તેઓ ઈમાનવાળાઓના જૂથમાંથી હોય કે તે જાતિઓમાંથી જેમને તમારા પહેલાં ગ્રંથ આપવામાં આવ્યો હતો, શરત માત્ર એ છે કે તમે તેમની મહૂર અદા કરીને નિકાહ (લગ્ન)માં તેમના રક્ષક બનો, એવું નહીં કે સ્વચ્છંદ કામવાસનામાં પડી જાવ અથવા ચોરી-છુપીથી અનુચિત સંબંધો બાંધો, અને જેણે ઈમાનના માર્ગ ઉપર ચાલવાનો ઇન્કાર કર્યો તો તેના જીવનના બધા કર્મો વ્યર્થ થઈ જશે અને તે આખિરત (પરલોક)માં દેવાળિયો હશે. (રુકૂઅ-૧)

૬. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જ્યારે તમે નમાઝ માટે ઉઠો તો પોતાનાં મોઢા અને કોણીઓ સુધીના હાથ ધોઈ લો, માથા ઉપર હાથ ફેરવી લો અને પગ ઘૂંટીઓ સુધી ધોઈ લો. જો નાપાકી (અપવિત્રતા)ની હાલતમાં હોવ તો ગુસ્લ (સ્નાન) કરી પવિત્ર થઈ જાઓ. જો બીમાર હોવ કે મુસાફરીની હાલતમાં હોવ કે તમારામાંથી કોઈ વ્યક્તિ જરૂરત પૂરી કરીને આવે કે તમે સ્ત્રીઓને હાથ લગાડ્યો હોય (એક મતાનુસાર મૈથુન-ક્રિયા છે અને બીજા મતાનુસાર કામવાસનાથી હાથ લગાવવું છે), અને પાણી ન મળે, તો શુદ્ધ માટીનો ઉપયોગ કરો, બસ તેના ઉપર હાથ મારીને પોતાના મોઢા અને હાથો

ઉપર ફેરવી લો. અલ્લાહ તમારા ઉપર જીવનને મુશ્કેલ બનાવવા નથી ઇચ્છતો, પરંતુ તે ઇચ્છે છે કે તમને પવિત્ર કરે અને પોતાની નેઅ્મત (કૃપા) તમારા ઉપર પરિપૂર્ણ કરી દે, કદાચ તમે કૃતજ્ઞ બનો.

૭. અલ્લાહે તમારા ઉપર જે કૃપા કરી છે તેનું ધ્યાન રાખો અને તે પાકા વચન અને પ્રતિજ્ઞાને ન ભૂલો જે તેણે તમારા પાસેથી લીધેલ છે, એટલે કે તમારૂં આ કથન કે, ''અમે સાંભળ્યું અને આજ્ઞાપાલન સ્વીકાર્યું.'' અલ્લાહથી ડરો, અલ્લાહ હૃદયના ભેદ સુદ્ધાં જાણે છે.

૮. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહ માટે સચ્ચાઈ ઉપર કાયમ રહેવાવાળા અને ન્યાયની સાક્ષી આપવાવાળા બનો, કોઈ જૂથની દુશ્મનાવટ તમને એટલા ઉત્તેજિત ન કરી દે કે તમે ન્યાયથી ફરી જાઓ. ન્યાય કરો, આ તકવા (અલ્લાહથી ડરવા) સાથે વધુ સુસંગત છે. અલ્લાહનો ડર રાખીને કામ કરતા રહો, જે કંઈ તમે કરો છો અલ્લાહ તેનાથી પૂરેપૂરો વાકેફ છે.

૯. જે લોકો ઈમાન લાવે અને સદ્કાર્યો કરે, અલ્લાહે તેમનાથી વાયદો કર્યો છે કે તેમની ભૂલોને માફ કરવામાં આવશે અને તેમને મોટો બદલો મળશે.

૧૦. રહ્યા તે લોકો જેઓ કુફ્ર (ઇન્કાર) કરે અને અલ્લાહની આયતોને ખોટી ઠેરવે, તો તેઓ દોજખ (નર્ક)માં જવાવાળા છે.

૧૧. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહના તે ઉપકારને યાદ કરો જે તેણે (હજુ હમણાં જ) તમારા ઉપર કર્યો છે, જ્યારે એક જૂથે તમારા ઉપર હાથ ઉગામવાનો નિશ્ચય કરી લીધો હતો, પરંતુ અલ્લાહે તેમના હાથ તમારા ઉપર ઉઠતા રોકી લીધા. અલ્લાહથી ડરીને કામ કરતા રહો, ઈમાન ધરાવનારાઓએ અલ્લાહ ઉપર જ ભરોસો કરવો જોઈએ. (રુકૂઅ-૨)

૧૨. અલ્લાહે બની ઇસરાઈલ (ઇસરાઈલની સંતાન)થી પાકું વચન લીધું હતું અને તેમનામાં બાર નકીબ (દેખરેખ રાખનાર અને નિરીક્ષણ કરનાર) નીમ્યા હતા અને તેમને કહ્યું હતું, ''હું તમારા સાથે છું, જો તમે નમાઝ કાયમ રાખો અને ઝકાત આપો અને મારા રસૂલો (ઈશદૂતો)ને માનો અને તેમની મદદ કરો અને પોતાના અલ્લાહને



ઉત્તમ ઋણ આપતા રહો તો વિશ્વાસ રાખો કે હું તમારી બૂરાઈઓ તમારામાંથી દૂર કરી દઈશ અને તમને એવા બાગોમાં દાખલ કરીશ જેના નીચે નહેરો વહેતી હશે, પરંતુ આ પછી જેણે તમારામાંથી કુફ્રનું વલણ અપનાવ્યું તે હકીકતમાં સીધો માર્ગ ગુમાવી બેસ્યો.''

૧૩. પછી તેમનું પોતાના વચનને તોડી નાખવું હતું જેને કારણે અમે તેમને પોતાની કૃપાથી દૂર ફેંકી દીધા અને તેમના હૃદય કઠણ બનાવી દીધા. હવે તેમની હાલત એવી છે કે શબ્દોને ઉલટ-ફેર કરીને વાતને ક્યાંથી ક્યાં લઈ જાય છે, જે શિક્ષણ તેમને આપવામાં આવ્યું હતું તેનો મોટો ભાગ ભૂલી ચૂક્યા છે અને વારંવાર તમને તેમના કોઈને કોઈ વિશ્વાસઘાતની જાણ થતી જ રહે છે. તેમનામાંથી ઘણાં ઓછા માણસો એવા છે જે આ દુર્ગુણોથી બચેલા છે. (તો જ્યારે તેઓ આ સ્થિતિએ પહોંચી ચૂક્યા છે તો જે દુષ્ટતાઓ પણ તેઓ આચરે તેમનાથી એ જ અપેક્ષિત છે) તેથી તેમને માફ કરી દો અને તેમની હરકતોને ધ્યાનમાં ન લો, અલ્લાહ તે લોકોને પસંદ કરે છે જેઓ ભલાઈનું વલણ ધરાવે છે.

૧૪. આ જ રીતે અમે તે લોકો પાસેથી પણ પાકું વચન લીધું હતું જેમણે કહ્યું હતું કે અમે 'નસારા' (ખ્રિસ્તી) છીએ, પરંતુ જે પાઠ યાદ કરાવવામાં આવ્યો હતો તેનો એક મોટો ભાગ તેમણે ભૂલાવી દીધો, છેવટે અમે તેમના વચ્ચે કયામત (પુનરુજ્જીવન) સુધી શત્રુતા, પારસ્પરિક દ્વેષ અને વૈમનસ્યના બીજ વાવી દીધા અને અવશ્ય એક સમય આવશે, જ્યારે અલ્લાહ તેમને જણાવશે કે તેઓ દુનિયામાં શું બનાવતા રહ્યા છે

૧૫-૧૬. હે ગ્રંથવાળાઓ ! અમારો રસૂલ તમારા પાસે આવી ગયો છે જે અલ્લાહના ગ્રંથની ઘણી તે વાતોને તમારા સમક્ષ ખોલી રહ્યો છે જેના ઉપર તમે પડદો નાખ્યા કરતા હતા, અને ઘણી વાતોને દરગુજર પણ કરતો જાય છે. તમારા પાસે અલ્લાહ તરફથી પ્રકાશ આવી ગયો છે અને એક એવો સત્ય-દર્શક ગ્રંથ જેના વડે અલ્લાહ તે લોકોને જેઓ તેની પ્રસન્નતાની પ્રબળ ઇચ્છા રાખે છે, સલામતીના માર્ગો બતાવે છે અને પોતાના હુકમથી તેમને અંધકારમાંથી કાઢીને અજવાળા તરફ લાવે છે અને સીધા માર્ગ તરફ તેમનું માર્ગદર્શન કરે છે.

૧૭. નિઃશંક કુફ્ર કર્યું તે લોકોએ જેમણે કહ્યું કે મરયમનો પુત્ર મસીહ જ ખુદા છે. હે પયગંબર ! તેમને કહો કે જો અલ્લાહ મરયમના પુત્ર

મસીહને અને તેની માતા અને તમામ ધરતીવાસીઓને નષ્ટ કરી દેવા ચાહે તો કોની મજાલ છે કે તેને આ ઇરાદાથી રોકી શકે? અલ્લાહ તો ધરતી અને આકાશોનો અને તે બધી વસ્તુઓનો માલિક છે જે ધરતી અને આકાશો વચ્ચે જોવા મળે છે, જે કંઈ ચાહે છે પેદા કરે છે, અને તેનું પ્રભુત્વ દરેક વસ્તુ ઉપર છવાયેલું છે.

૧૮. યહૂદીઓ અને ખ્રિસ્તીઓ કહે છે કે અમે અલ્લાહના પુત્રો અને તેના વહાલાં છીએ. તેમને પૂછો, પછી તે તમારા ગુનાઓ માટે તમને કેમ સજા આપે છે? હકીકતમાં તમે પણ એવા જ મનુષ્ય છો જેવા બીજા મનુષ્યો ખુદાએ પેદા કર્યા છે. તે જેને ચાહે છે, માફ કરે છે અને જેને ચાહે છે, સજા આપે છે. ધરતી અને આકાશો અને તેમાં મોજૂદ તમામ વસ્તુઓ તેની માલિકીની છે અને તેના જ તરફ સૌને જવાનું છે.

૧૯. હે ગ્રંથવાળાઓ! અમારો આ રસૂલ એવા સમયે તમારા પાસે આવ્યો છે અને દીન (ધર્મ)નું સ્પષ્ટ શિક્ષણ તમને આપી રહ્યો છે, જ્યારે કે રસૂલો (પયગંબરો)ના આગમનનો ક્રમ એક મુદ્દતથી બંધ હતો, જેથી તમે એમ ન કહી શકો કે અમારા પાસે કોઈ ખુશખબર આપનાર અને ડરાવનાર નથી આવ્યો. તો જુઓ, હવે તે ખુશખબર આપનાર અને ડરાવનાર આવી ગયો — અને અલ્લાહને દરેક વસ્તુનું સામર્થ્ય પ્રાપ્ત છે. (રુકૂઅ ૩)

૨૦. યાદ કરો જ્યારે મૂસાએ પોતાની કોમને કહ્યું હતું, "હે મારી કોમના લોકો! અલ્લાહની તે નેઅ્મત (કૃપા)ને યાદ કરો જે તેણે તમને આપી હતી. તેણે તમારામાં પયગંબરો પેદા કર્યા, તમને શાસક બનાવ્યા અને તમને તે બધું આપ્યું જે દુનિયામાં કોઈને આપ્યું ન હતું.

૨૧. હે મારી કોમના લોકો! આ પવિત્ર ભૂમિમાં પ્રવેશ કરો જે અલ્લાહે તમારા માટે લખી નાખી છે, પીઠ ફેરવીને ન જાઓ, નહીં તો નિષ્ફળ અને નિરાશ પાછા ફરશો."

૨૨. તેમણે જવાબ આપ્યો, "હે મૂસા, ત્યાં તો ભારે બળવાન લોકો રહે છે, અમે ત્યાં કદાપિ જઈશું નહીં જ્યાં સુધી તેઓ ત્યાંથી નીકળી ન જાય. હા, જો તેઓ નીકળી જાય તો અમે દાખલ થવા માટે તૈયાર છીએ."



૨૩. તે ડરનારાઓ પૈકી બે વ્યક્તિઓ એવી પણ હતી જેમને અલ્લાહે પોતાની નેઅ્મતો (કૃપાઓ) આપી રાખી હતી. તેમણે કહ્યું, "આ શક્તિશાળી લોકોના મુકાબલામાં દરવાજામાં ઘુસી જાઓ, જ્યારે તમે અંદર પહોંચી જશો તો તમે જ વિજયી થશો, અલ્લાહ ઉપર ભરોસો રાખો જો તમે ઈમાનવાળા (મોમિન) હોવ."

૨૪. પરંતુ તેમણે ફરી આ જ કહ્યું, "હે મૂસા! અમે તો ત્યાં હરગિજ જઈશું નહીં જ્યાં સુધી તેઓ ત્યાં મોજૂદ છે. બસ, તમે અને તમારો રબ (પ્રભુ), બંને જાઓ અને લડો, અમે અહીં બેઠા છીએ."

૨૫. તેના ઉપર મૂસાએ કહ્યું, "હે મારા માલિક! મારા કાબૂમાં કોઈ નથી, પરંતુ વ્યક્તિગત રીતે કાં હું અથવા મારો ભાઈ, તેથી તું અમને આ અવજ્ઞાકારી લોકોથી અલગ કરી દે."

૨૬. અલ્લાહે જવાબ આપ્યો, "સારું તો તે દેશ ચાળીસ વરસ સુધી તેમના ઉપર વર્જિત છે, તેઓ ધરતી ઉપર માર્યા-માર્યા ફરશે, આ અવજ્ઞાકારીઓની હાલત ઉપર કદાપિ દયા ન ખાઓ." (રુકૂઅ-૪)

૨૭. અને જરા તેમને આદમના બે પુત્રોનો કિસ્સો પણ શબ્દશઃ સંભળાવી દો, જ્યારે તે બંનેએ કુરબાની કરી તો તેમના પૈકી એકની કુરબાની કબૂલ કરવામાં આવી અને બીજાની (સ્વીકાર) ન કરવામાં આવી. તેણે કહ્યું, "હું તને મારી નાખીશ." તેણે જવાબ આપ્યો, "અલ્લાહ તો ડરવાવાળા (સંયમી) લોકોનાં જ અર્પણ સ્વીકારે છે.

૨૮. જો તું મને મારી નાખવા માટે હાથ ઉઠાવીશ તો હું તને મારી નાખવા માટે હાથ નહીં ઉઠાવું, હું અલ્લાહ, સૃષ્ટિના માલિકથી ડરું છું.

૨૯. હું ઇચ્છું છું કે મારો અને તારો ગુનો તું જ તારા માથે લઈ લે અને દોજખી બનીને રહે. જાલિમોના જુલ્મનો આ જ યોગ્ય બદલો છે."

૩૦. છેવટે તેના મનએ પોતાના ભાઈની હત્યા તેના માટે સરળ કરી દીધી અને તે તેને મારીને તે લોકોમાં સામેલ થઈ ગયો જેઓ નુકસાન ભોગવનારા છે.

૩૧. પછી અલ્લાહે એક કાગડો મોકલ્યો જે જમીન ખોદવા લાગ્યો જેથી તેને બતાવે કે પોતાના ભાઈની લાશ કેવી રીતે છુપાવે. આ જોઈને તે બોલ્યો, ''અફસોસ છે મારી જાત ઉપર ! હું આ કાગડા જેવો પણ ન થઈ શક્યો કે પોતાના ભાઈની લાશ છૂપાવવાનો ઉપાય શોધી કાઢતો.'' તે પછી તે પોતાની કરણી ઉપર ખૂબ પસ્તાયો.

૩૨. આ જ કારણે ઈસરાઈલની સંતાન માટે અમે તે કાનૂન લખી દીધો હતો, ''જેણે કોઈ વ્યક્તિના ખૂનના બદલે કે ધરતી ઉપર બગાડ ફેલાવવા સિવાય કોઈ અન્ય કારણસર હત્યા કરી, તેણે જાણે કે સમગ્ર માનવ-જાતની હત્યા કરી અને જેણે કોઈને જીવન પ્રદાન કર્યું, તેણે જાણે કે સમગ્ર માનવ-જાતને જીવન પ્રદાન કર્યું.'' પરંતુ તેમની હાલત એ છે કે અમારા રસૂલો (પયગંબરો) નિરંતર તેમના પાસે સ્પષ્ટ માર્ગદર્શન લઈને આવ્યા, તો પણ તેમાંના બહુમતિ લોકો ધરતી ઉપર અત્યાચાર કરનારા છે.

૩૩. જે લોકો અલ્લાહ અને તેના રસૂલ સાથે લડાઈ કરે છે અને ધરતીમાં એટલા માટે દોડ-ધૂપ કરતા ફરે છે કે બગાડ પેદા કરે, તેમની સજા એ છે કે તેમને કતલ કરવામાં આવે કે શૂળીએ ચઢાવવામાં આવે કે તેમના હાથ અને પગ સામ સામી બાજુએથી કાપી નાખવામાં આવે કે તેમને દેશનિકાલ કરવામાં આવે. આ અપમાન અને અનાદર તો તેમના માટે દુનિયામાં છે અને આખિરત (પરલોક)માં તેમના માટે આનાથી મોટી સજા છે,

૩૪. સિવાય તે લોકોના જેઓ તૌબા (ક્ષમા અને પ્રાયશ્ચિત) કરી લે, તે પહેલાં કે તમે તેમના ઉપર કાબૂ મેળવો – તમને ખબર હોવી જોઈએ કે અલ્લાહ ક્ષમાશીલ અને દયાળુ છે. (રુકૂઅ-૫)

૩૫. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહથી ડરો અને તેનું સાંનિધ્ય પ્રાપ્ત કરવાનું માધ્યમ શોધો અને તેના માર્ગમાં સંઘર્ષ કરો, કદાચ તમને સફળતા પ્રાપ્ત થાય.

૩૬. બરાબર જાણી લો કે જે લોકોએ કુફ્રનું વલણ અપનાવ્યું છે, જો તેમના



તેઓ ચાહે કે તેને ફિદયા (પ્રતિદાન) તરીકે આપીને કયામત (પુનરુજ્જીવન)ના દિવસની સજાથી બચી જાય, તો પણ તે તેમના પાસેથી સ્વીકારવામાં નહીં આવે અને તેમને પીડાકારી સજા મળીને જ રહેશે.

૩૭. તેઓ ચાહશે કે જહન્નમ (નર્ક)ની આગમાંથી નીકળી ભાગે, પરંતુ નહીં નીકળી શકે અને તેમને કાયમી યાતના આપવામાં આવશે.

૩૮. અને ચોર ચાહે સ્ત્રી હોય કે પુરુષ, બંનેના હાથ કાપી નાખો, આ તેમની કમાણીનો બદલો છે અને અલ્લાહ તરફથી શિક્ષાપ્રદ સજા. અલ્લાહનું સામર્થ્ય બધા ઉપર છવાયેલું છે અને તે તત્વદર્શી છે

૩૯. અને જે અત્યાચાર કર્યા પછી તૌબા કરે અને પોતાને સુધારી લે તો, અલ્લાહની કૃપાદ્રષ્ટિ ફરી તેના તરફ થઈ જશે, અલ્લાહ મોટો ક્ષમાશીલ અને દયાળુ છે.

૪૦. શું તમે જાણતા નથી કે અલ્લાહ આકાશો અને ધરતીના રાજ્યનો માલિક છે ? જેને ચાહે સજા આપે અને જેને ચાહે માફ કરી દે. તે દરેક વસ્તુ ઉપર વર્ચસ્વ ધરાવે છે.

૪૧. હે પયગંબર ! તમારા માટે દુઃખનું કારણ ન બને, તે લોકો જેઓ કુફ્રના માર્ગમાં ખૂબ સક્રિય છે, ચાહે તેઓ એમાંથી હોય જેઓ ઈમાન લાવ્યાનો મૌખિક એકરાર કરે છે, પરંતુ તેમના હૃદય ઈમાન નથી લાવ્યા, અથવા એમના પૈકી હોય જેઓ યહૂદી છે. જેમની સ્થિતિ એ છે કે જૂઠ માટે કાન લગાવે છે, અને બીજા લોકો માટે, જેઓ તમારા પાસે ક્યારેય નથી આવ્યા, બાતમી લેતા ફરે છે, અલ્લાહના ગ્રંથના શબ્દોને, તેમનો સાચો સંદર્ભ નક્કી હોવા છતાં વાસ્તવિક અર્થથી ફેરવે છે અને લોકોને કહે છે કે જો તમને આ આદેશઆપવામાં આવે તો માનો, નહીં તો ન માનો. જેને અલ્લાહે જ અજમાયશ (ફિત્ના)માં નાખવાનો નિશ્ચય કરી લીધો હોય તેને અલ્લાહની પકડમાંથી બચાવવા માટે તમે કશું કરી શકતા નથી, આ તે લોકો છે જેમના હૃદયોને શુદ્ધ કરવાનું અલ્લાહે ન ઈચ્છયું, તેમના માટે દુનિયામાં નામોશી છે અને

આખિરતમાં સખત સજા.

૪૨. આ લોકો જૂઠ સાંભળવાવાળા અને હરામનો (અવૈધ) માલ ખાનારા છે. તેથી જો આ લોકો તમારા પાસે (પોતાના મુકદ્દમાઓ લઈને) આવે તો તમને અધિકાર આપવામાં આવે છે કે ઇચ્છો તો તેમનો ફેંસલો કરો, નહીં તો ઇન્કાર કરી દો. ઇન્કાર કરી દો તો આ લોકો તમારૂં કશું બગાડી શકતા નથી, અને ફેંસલો કરો તો પછી બરાબર ન્યાયપૂર્વક કરો, કેમ કે અલ્લાહ ન્યાય કરનારાઓને પસંદ કરે છે —

૪૩. અને તેઓ તમને કેવી રીતે મધ્યસ્થી બનાવે છે જયારે કે તેમના પાસે તૌરાત મૌજૂદ છે, જેમાં અલ્લાહનો આદેશ લખેલો છે અને પછી તેઓ તેનાથી મુખ ફેરવી રહ્યા છે ? સાચી વાત એ છે કે આ લોકો ઈમાન જ ધરાવતા નથી. (રુકૂઅ-૬)

૪૪. અને તૌરાત અવતરિત કરી જેમાં માર્ગદર્શન અને પ્રકાશ હતાં. બધા જ પયગંબરો, જેઓ મુસ્લિમ હતા, તેના જ અનુસાર આ યહૂદીઓના મામલાઓના ચુકાદા આપતા હતા અને આવી જ રીતે રબ્બાની અને અહબાર (ધાર્મિક વિદ્વાનો અને ધાર્મિક કાયદાશાસ્ત્રીઓ) પણ (આના જ ઉપર ન્યાયનો આધાર રાખતા હતા) કારણ કે તેમને અલ્લાહના ગ્રંથની રક્ષા માટે જવાબદાર બનાવવામાં આવ્યા હતા અને તેઓ તેના ઉપર સાક્ષી હતા. તો (હે યહૂદીઓ !) તમે લોકોથી ન ડરો, બલ્કે મારાથી ડરો અને મારી આયતોને થોડી કિંમત લઈને વેચવાનું છોડી દો. જે લોકો અલ્લાહના અવતરિત કરેલા કાનૂન મુજબ ન્યાય ન કરે તેઓ જ કાફિરો (અધર્મીઓ) છે.

૪૫. તૌરાતમાં અમે યહૂદીઓ માટે આ આદેશ લખી દીધો હતો કે પ્રાણના બદલે પ્રાણ, આંખના બદલે આંખ, નાકના બદલે નાક, કાનના બદલે કાન, દાંતના બદલે દાંત અને તમામ ઈજાઓ માટે સમાન બદલો. પછી જે કિસાસ (ખૂનનો બદલો) દાન કરી દે તો તે તેના માટે કફ્ફારો (પ્રાયશ્ચિત) છે. અને જે લોકો અલ્લાહના અવતરિત કરેલા કાનૂન મુજબ ન્યાય ન કરે તેઓ જ અત્યાચારી છે.

૪૬. ત્યારબાદ અમે તે પયગંબરો પછી મરયમના પુત્ર ઈસાને મોકલ્યો. તૌરાતમાંથી



જે કંઈ તેના સામે મોજૂદ હતું, તે તેનું સમર્થન કરનારો હતો અને અમે તેને ઈંજીલ પ્રદાન કરી જેમાં માર્ગદર્શન અને પ્રકાશ હતાં અને તે પણ, જે કંઈ તૌરાતમાં તે વખતે મોજૂદ હતું, તેનું સમર્થન કરવાવાળો હતો અને અલ્લાહથી ડરનારા લોકો માટે સંપૂર્ણપણે માર્ગદર્શન અને શિખામણ હતો.

૪૭ અમારો આદેશ હતો કે ઈંજીલવાળાઓ તે કાનૂન મુજબ ન્યાય કરે જે અલ્લાહે તેમાં અવતરિત કર્યો છે અને જે લોકો અલ્લાહના અવતરીત કરેલા કાનૂન મુજબ ફેંસલો ન કરે તેઓ જ ફાસિક (અવજ્ઞાકારીઓ) છે.

૪૮. પછી હે નબી ! અમે તમારા તરફ આ ગ્રંથ મોકલ્યો જે સત્ય લઈને આવ્યો છે અને અલ-કિતાબ* માંથી જે કંઈ તેના સામે મોજૂદ છે તેનું સમર્થન કરનાર અને તેનું રક્ષણ કરનાર અને દેખરેખ રાખનાર છે. તેથી તમે અલ્લાહના અવતરિત કરેલા કાનૂન મુજબ લોકોના મામલાઓનો નિર્ણય કરો અને જે સત્ય તમારા પાસે આવ્યું છે, તેનાથી વિમુખ થઈને તેમની ઇચ્છાઓનું અનુસરણ ન કરો — અમે તમારા(મનુષ્યો)માંથી દરેક માટે એક શરીઅત (કાનૂન) અને કાર્ય-પ્રણાલી નિશ્ચિત કરી. જો કે તમારો અલ્લાહ ઇચ્છતો તો તમને સૌને એક ઉમ્મત (સમુદાય) પણ બનાવી શકતો હતો, પરંતુ આવું તેણે એટલા માટે કર્યું કે જે કંઈ તેણે તમને આપ્યું છે, તેમાં તમારી પરીક્ષા કરે. તેથી ભલાઈઓમાં એક-બીજાથી આગળ વધી જવાનો પ્રયાસ કરો. છેવટે તમને સૌને અલ્લાહ તરફ પાછા ફરીને જવાનું છે, પછી તે તમને તે સાચી હકીકત બતાવી દેશે જેમાં તમે મતભેદ કરતા રહ્યા છો —

૪૯. પછી હે નબી ! તમે અલ્લાહના અવતરિત કરેલા કાનૂન મુજબ આ લોકોના મામલાઓનો ફેંસલો કરો અને તેમની ઇચ્છાઓનું અનુસરણ ન કરો. સાવધાન રહો કે આ લોકો તમને ભ્રમમાં નાખીને તે માર્ગદર્શનથી તસુ બરાબર પણ ચલિત કરવા ન પામે જે અલ્લાહે તમારા તરફ અવતરીત કર્યું છે, પછી જો તેઓ આનાથી વિમુખ થાય; તો જાણી લો કે અલ્લાહે તેમના કેટલાક ગુનાઓના બદલામાં તેમને મુસીબતમાં નાખવાનો નિર્ધાર જ કરી લીધો છે અને આ હકીકત છે કે તે લોકોમાંથી ઘણાં ખરા ફાસિક (અવજ્ઞાકારી) છે.

૫૦. (જો આ લોકો અલ્લાહના કાનૂનથી વિમુખ બને છે) તો શું પછી જાહિલિય્યત (અજ્ઞાનતા)નો ફેંસલો ઇચ્છે છે ? જો કે જે લોકો અલ્લાહ ઉપર ઈમાન રાખે છે તેમના સમીપ અલ્લાહથી વધુ સારો નિર્ણય કરનાર બીજો કોણ હોઈ શકે છે ? (રુકૂઅ-૭)

* અલ-કિતાબ શબ્દ-પ્રયોગનો અર્થ એ છે કે કુરઆન અને તમામ તે ગ્રંથો અને પુસ્તકો, જે વિભિન્ન યુગો અને જુદી-જુદી ભાષાઓમાં અલ્લાહ તરફથી અવતરિત થયા, તમામે તમામ વાસ્તવમાં એક જ ગ્રંથ છે, એક જ તેનો રચયિતા છે, એક જ તેમનો આશય અને ઉદ્દેશ છે, એક જ તેની શિક્ષા છે અને એક જ જ્ઞાન છે જે માનવ-જાતને પ્રદાન કરવામાં આવ્યું. જો તેમાં અંતર છે તો માત્ર વર્ણનોનું છે, જે એક જ ઉદ્દેશ માટે વિભિન્ન શ્રોતાઓ અનુસાર અલગ-અલગ રીતથી અપનાવવામાં આવ્યું.

૫૧. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! યહૂદીઓ અને ખ્રિસ્તીઓને પોતાના મિત્રો ન બનાવો, આ લોકો એક-બીજાના જ મિત્રો છે, અને જો તમારામાંથી કોઈ તેમને પોતાનો મિત્ર બનાવે છે તો તે પણ તેમનામાંનો જ છે, નિઃશંક અલ્લાહ અત્યાચારીઓને પોતાના માર્ગદર્શનથી વંચિત કરી દે છે.

૫૨. તમે જુઓ છો કે જેમના હૃદયમાં નિફાક (દંભ, કપટાચાર)ની બીમારી છે, તેઓ તેમાં જ દોડધામ કરતા ફરે છે. કહે છે, ''અમને ડર લાગે છે કે ક્યાંક અમે કોઈ મુસીબતના ચક્કરમાં ન ફસાઈ જઈએ.'' પરંતુ દૂર નથી કે જ્યારે અલ્લાહ તમને નિર્ણાયક વિજય આપશે અથવા પોતાના તરફથી કોઈ બીજી વાત પ્રગટ કરશે તો આ લોકો પોતાના આ દંભ માટે, જે તેમણે હૃદયોમાં છૂપાવી રાખ્યું છે, શરમ અનુભવશે.

૫૩. અને તે વખતે ઈમાનવાળાઓ કહેશે, ''શું આ તે જ લોકો છે જેઓ અલ્લાહના નામની મોટી-મોટી સોગંદો ખાઈને વિશ્વાસ અપાવતા હતા કે અમે તમારા સાથે છીએ ?'' — તેમના બધા કર્મો વ્યર્થ થઈ ગયા અને છેવટે તેઓ નિષ્ફળ અને નિરાશ થઈને રહ્યા.

૫૪. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જો તમારામાંથી કોઈ વ્યક્તિ પોતાના દીન (ધર્મ)થી ફરી જાય છે (તો ફરી જાય), અલ્લાહ એવા બીજા ઘણાં લોકો પેદા કરી દેશે જે અલ્લાહને પ્રિય હશે અને અલ્લાહ તેમને પ્રિય હશે, જેઓ ઈમાનવાળાઓ સાથે નરમ અને કાફિરો (વિરોધીઓ, શત્રુઓ) માટે કઠોર હશે, જેઓ અલ્લાહના માર્ગમાં જિહાદ (સંઘર્ષ, શક્ય તમામ પ્રયત્નો કરવા) કરશે અને કોઈ નિંદા કરનારની નિંદાથી ડરશે નહીં. આ અલ્લાહની મહેરબાની છે, જેને ચાહે છે પ્રદાન કરે છે. અલ્લાહ વિશાળ સાધનોનો માલિક છે અને બધું જ જાણે છે.

૫૫. તમારા મિત્રો તો હકીકતમાં માત્ર અલ્લાહ અને અલ્લાહનો રસૂલ અને તે ઈમાનવાળાઓ છે જેઓ નમાઝ કાયમ કરે છે, ઝકાત આપે છે અને અલ્લાહ આગળ ઝુકનારા છે.

૫૬. અને જે અલ્લાહ અને તેના રસૂલ અને ઈમાનવાળાઓને પોતાનો મિત્ર બનાવી લે તેને જાણ થાય કે અલ્લાહનો પક્ષ જ વિજયી રહેનાર છે. (રુકૂઅ-૮)



૫૭. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! તમારા પુરોગામી ગ્રંથવાળાઓ પૈકી જે લોકોએ તમારા દીન (ધર્મ)ને મજાક અને મનોરંજનની વસ્તુ બનાવી લીધી છે, તેમને અને બીજા કાફિરોને પોતાના મિત્ર ન બનાવો. અલ્લાહથી ડરો જો તમે ઈમાનવાળા છો.

૫૮. જ્યારે તમે નમાઝ માટે પોકાર કરો છો તો તેઓ તેની મજાક ઉડાવે છે અને તેના સાથે રમત કરે છે. તેનું કારણ એ છે કે તેઓ બુદ્ધિહીન છે.

૫૯. તેમને કહો, ''હે ગ્રંથવાળાઓ ! તમે જે માટે અમારાથી નાખુશ છો તે એ સિવાય બીજું શું છે કે અમે અલ્લાહ ઉપર અને દીનના તે શિક્ષણ ઉપર ઈમાન લઈ આવ્યા છીએ જે અમારા તરફ અવતરિત થયું છે, અને અમારા પહેલાં પણ અવતરિત થયું હતું ? અને તમારામાંથી મોટા ભાગના લોકો અવજ્ઞાકારી છે.''

૬૦. પછી કહો, ''શું હું તે લોકોની નિશાની બતાવું જેમનું પરિણામ અલ્લાહને ત્યાં અવજ્ઞાકારીઓના પરિણામથી પણ ખરાબ છે ? તેઓ જેમના ઉપર અલ્લાહની ફિટકાર પડી, જેમના ઉપર તેનો પ્રકોપ ઊતર્યો, જેમનામાંથી વાનરો અને ડુક્કર બનાવવામાં આવ્યા, જેમણે તાગૂતની બંદગી કરી, તેમનો દરજ્જો હજુ પણ વધુ ખરાબ છે અને તેઓ સીધા માર્ગથી ભટકીને ઘણે દૂર નીકળી ગયેલા છે.''

૬૧. જ્યારે તેઓ તમારા પાસે આવે છે તો કહે છે કે અમે ઈમાન લાવ્યા, જો કે કુફ્ર લઈને આવ્યા હતા અને કુફ્ર જ લઈને પાછા ગયા અને અલ્લાહ સારી રીતે જાણે છે જે કંઈ તેમણે હૃદયોમાં છૂપાવી રાખ્યું છે.

૬૨. તમે જુઓ છો કે તેમનામાંથી પુષ્કળ લોકો ગુનાહ અને અત્યાચારના કાર્યોમાં દોડધામ કરતા ફરે છે અને હરામના (અવૈધ) માલ ખાય છે. ઘણાં ખરાબ કૃત્યો છે જે આ લોકો કરી રહ્યાં છે !

૬૩. શા માટે તેમના વિદ્વાનો અને ધાર્મિક વડાઓ તેમને ગુનાની વાતો કરવાથી અને હરામનું ખાવાથી રોકતા નથી ? નિઃશંક ઘણી જ ખરાબ

કાર્યનોંધ છે જે તેઓ તૈયાર કરી રહ્યા છે.

૬૪. યહૂદીઓ કહે છે અલ્લાહના હાથ બંધાયેલા છે — બાંધી દેવામાં આવ્યા તેમના હાથ, અને ધિક્કાર તેમના ઉપર તે બકવાસના બદલામાં જે તેઓ કરે છે. — અલ્લાહના હાથ તો ખુલ્લા છે, જે રીતે ચાહે છે, ખર્ચ કરે છે. હકીકત એ છે કે જે વાણી તમારા રબ તરફથી તમારા ઉપર અવતરીત થઈ છે, તે ઉલ્ટાનું તેમના પૈકી મોટા ભાગના લોકોના વિદ્રોહ અને અસત્ય-પ્રિયતામાં વધારાનું કારણ બની ગઈ છે અને (તેના પરિણામે) અમે તેમના વચ્ચે કયામત (પુનરુજ્જીવન) સુધી દ્વેષ અને વૈમનસ્ય નાખી દીધા છે. જ્યારે પણ તેઓ યુદ્ધની આગ ભડકાવે છે, અલ્લાહ તેને ઠંડી કરી દે છે. તેઓ ધરતીમાં બગાડ ફેલાવવાના પ્રયત્ન કરી રહ્યા છે, પરંતુ અલ્લાહ બગાડ ફેલાવનારાઓને કદાપિ પસંદ કરતો નથી.

૬૫. જો (આ વિદ્રોહના બદલે) આ ગ્રંથવાળાઓ ઈમાન લઈ આવ્યા હોત અને અલ્લાહથી ડરવાનો માર્ગ અપનાવ્યો હોત તો અમે તેમની બૂરાઈઓ તેમનામાંથી દૂર કરી દેતા અને તેમને નેઅમતો (બક્ષિસો)થી ભરપૂર જન્નતોમાં દાખલ કરતા.

૬૬. કદાચ, તેમણે તૌરાત અને ઈંજીલ અને તે અન્ય ગ્રંથોને પ્રસ્થાપિત કર્યા હોત, જે તેમના રબ (પ્રભુ) તરફથી તેમના પાસે મોકલવામાં આવ્યા હતા ! આવું કરતા તો તેમના માટે ઉપરથી રોજી વરસતી અને નીચેથી ઉભરાતી. જો કે તેમનામાંથી કેટલાક સીધા રસ્તે ચાલનારા પણ છે, પરંતુ તેમાંથી અધિકતર દુરાચારી છે. (રુકૂઅ-૯)

૬૭. હે પયગંબર ! જે કંઈ તમારા રબ તરફથી તમારા ઉપર અવતરિત કરવામાં આવ્યું છે, તે લોકો સુધી પહોંચાડી દો. જો તમે આમ ન કર્યું તો તેના તરફથી પૈગામ પહોંચાડવાનો હક્ક અદા ન કર્યો. અલ્લાહ તમને લોકોના ઉપદ્રવથી બચાવનાર છે. વિશ્વાસ રાખો કે તે કાફિરોને (તમારા મુકાબલામાં) સફળતાનો માર્ગ કદાપિ નહીં દેખાડે.

૬૮. સ્પષ્ટપણે કહી દો, "હે ગ્રંથવાળાઓ ! તમે કદાપિ કોઈ બુનિયાદ ઉપર નથી, જ્યાં સુધી તૌરાત અને ઈંજીલ અને તે બીજા ગ્રંથોનું સંપૂર્ણપણે પાલન ન કરો, જે તમારા તરફ તમારા રબ તરફથી અવતરિત કરવામાં આવ્યા છે." નિઃસંદેહ આ ફરમાન જે તમારા ઉપર અવતરિત કરવામાં આવ્યું છે, તેમનામાંથી ઘણાંખરાંના વિદ્રોહ અને ઇન્કારને ઓર વધારી દેશે. પરંતુ



ઈન્કાર કરનારાઓની હાલત ઉપર સહેજ પણ અફસોસ ન કરો.

૬૯. (વિશ્વાસ કરો કે અહીં ઈજારો કોઈનો પણ નથી) મુસલમાન હોય કે યહૂદી, સાબી હોય કે ખ્રિસ્તી, જે કોઈ પણ અલ્લાહ અને પરલોક (આખિરત)ના દિવસ ઉપર ઈમાન લાવશે અને સદ્કાર્યો કરશે, નિઃશંક તેના માટે કોઈ ભય અને દુઃખનું કારણ નથી.

૭૦-૭૧. અમે ઈસરાઈલની સંતાન પાસેથી પાકું વચન લીધું અને તેમના તરફ ઘણાં સંદેશવાહકો મોકલ્યા, પરંતુ જ્યારે પણ તેમના પાસે કોઈ સંદેશવાહક તેમની મનેચ્છાઓ વિરુદ્ધ કંઈ લઈને આવ્યો તો કોઈને તેમણે ખોટો ઠેરવ્યો અને કોઈને કતલ કરી દીધો, અને પોતે એમ સમજી બેઠાં કે કોઈ આફત આવશે નહીં, તેથી તેઓ આંધળા અને બહેરા બની ગયા. પછી અલ્લાહે તેમને માફ કરી દીધા તો તેમના પૈકી મોટા ભાગના લોકો વધુ આંધળા અને બહેરા બનતા ગયા. અલ્લાહ તેમના આ બધા કૃત્યો જોતો રહ્યો છે.

૭૨. નિઃશંક કુફ્ર કર્યું તે લોકોએ જેમણે કહ્યું કે અલ્લાહ મરયમનો પુત્ર મસીહ જ છે. જો કે મસીહે કહ્યું હતું, "હે ઈસરાઈલની સંતાન ! અલ્લાહની બંદગી કરો, જે મારો રબ (પ્રભુ) પણ છે અને તમારો રબ પણ." જેણે અલ્લાહ સાથે કોઈને ભાગીદાર બનાવ્યો, તેના માટે અલ્લાહે જન્નત વર્જિત (હરામ) કરી દીધી અને તેનું ઠેકાણું જહન્નમ છે, અને આવા અત્યાચારીઓનો કોઈ મદદગાર નથી.

૭૩. નિઃશંક કુફ્ર કર્યું તે લોકોએ જેમણે કહ્યું કે અલ્લાહ 'ત્રણ'માંનો એક છે, જો કે એક અલ્લાહ સિવાય કોઈ ખુદા નથી. જો આ લોકો પોતાની આવી વાતો કરવાનું નહીં છોડે તો તેમના પૈકી જેણે-જેણે કુફ્ર કર્યું છે, તેને દુઃખદાયી યાતના આપવામાં આવશે.

૭૪. પછી શું આ લોકો અલ્લાહ આગળ તૌબા (ક્ષમા અને પ્રાયશ્ચિત) નહીં કરે અને તેના પાસે માફી નહીં માગે ? અલ્લાહ મોટો ક્ષમાશીલ અને દયાળુ છે.

૭૫. મરયમનો પુત્ર મસીહ એક ઈશદૂત (રસૂલ) હતો, તે સિવાય કંઈ ન હતો, તેના પહેલાં બીજા પણ ઘણાં રસૂલો થઈ ગયા હતા, તેની માતા એક સત્યનિષ્ઠ સ્ત્રી હતી અને તેઓ બંને ભોજન કરતા હતા. જુઓ, અમે કેવી રીતે તેમના સામે હકીકતની નિશાનીઓ સ્પષ્ટ કરીએ છીએ, પછી જુઓ, તેઓ ક્યાં અવળા જઈ રહ્યાં છે ?[૪]

૭૬. એમને કહો, "શું તમે અલ્લાહને છોડીને તેની ઉપાસના કરો છો, જે ન તો તમારા માટે નુકસાનનો અધિકાર ધરાવે છે, ન નફાનો ? જો કે સૌનું સાંભળનાર અને બધું જ જાણનાર તો અલ્લાહ જ છે."

૭૭. કહો, "હે ગ્રંથવાળાઓ ! પોતાના ધર્મમાં નાહક અતિશયોક્તિ ન કરો અને તે લોકોની કલ્પનાઓનું અનુસરણ ન કરો, જેઓ તમારા પહેલાં પોતે પથભ્રષ્ટ થઈ ગયા અને ઘણાંને પથભ્રષ્ટ કરી દીધા અને સીધા માર્ગથી ભટકી ગયા.".(રુકૂઅ-૧૦)

૭૮-૭૯. ઇસરાઈલની સંતાન પૈકી જે લોકોએ કુફ્ર (ઇન્કાર)નો માર્ગ અપનાવ્યો, તેમના ઉપર દાઊદ અને મરયમના પુત્ર ઈસાના મુખેથી ધિક્કાર કરવામાં આવ્યો, કારણ કે તેઓ વિદ્રોહી થઈ ગયા હતા અને અતિરેક કરવા લાગ્યા હતા. તેમણે એક-બીજાને દુષ્કાર્યોથી રોકવાનું છોડી દીધું હતું. ખરાબ વર્તન હતું જે તેમણે અપનાવ્યું.

૮૦. આજે તમે તેમનામાં અધિકાંશ એવા લોકો જુઓ છો જેઓ (ઈમાનવાળાઓના મુકાબલામાં) કાફિરો (અધર્મીઓ)નું સમર્થન અને મિત્રતા કરે છે. નિઃશંક ઘણું ખરાબ પરિણામ છે જેની તૈયારી તેમણે સ્વયં પોતાના માટે કરી છે, અલ્લાહ તેમના ઉપર ક્રોધિત થયો છે અને તેઓ સ્થાયી રહેનારી યાતનામાં પડવાના છે.

૮૧. જો હકીકતમાં આ લોકો અલ્લાહ અને પયગંબર અને તે વસ્તુના માનનારા હોત જે પયગંબર ઉપર અવતરિત થઈ હતી હતી, તો કદાપિ (ઈમાનવાળાઓના મુકાબલામાં) કાફિરો (અધર્મીઓ)ને પોતાના મિત્ર ન બનાવતા, પરંતુ તેમનામાંથી તો ઘણાંખરાં લોકો અલ્લાહના આજ્ઞાપાલનથી નીકળી ચૂક્યા છે.

૮૨. તમે ઈમાનવાળાઓની શત્રુતામાં સૌથી વધુ કટ્ટર યહૂદીઓ અને મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ)ને જોશો અને ઈમાન લાવનારાઓ માટે



મિત્રતામાં વધુ નજીક તે લોકોને જોશો જેમણે કહ્યું હતું કે અમે 'નસારા' (ખ્રિસ્તી) છીએ. આ તે કારણે કે તેમનામાં તપસ્વી વિદ્વાનો અને સંસાર-ત્યાગી સંતો જોવા મળે છે અને તેમનામાં અહંકાર નથી.

૮૩. જ્યારે તેઓ આ વાણીને સાંભળે છે જે અલ્લાહના રસૂલ ઉપર અવતરિત થઈ છે, તો તમે જુઓ છો કે સત્ય ઓળખવાના કારણે તેમની આંખો અશ્રુભીની થઈ જાય છે. તેઓ બોલી ઉઠે છે, "પાલનહાર ! અમે ઈમાન લાવ્યા, અમારા નામ સાક્ષી આપનારાઓમાં લખી લે."

૮૪. અને તેઓ કહે છે, "છેવટે શા માટે અમે અલ્લાહ ઉપર ઈમાન ન લાવીએ અને જે સત્ય અમારા પાસે આવ્યું છે, તેને શા માટે ન માની લઈએ જ્યારે કે અમે તે વાતની ઇચ્છા રાખીએ છીએ કે અમારો રબ અમને સદાચારી લોકોમાં સામેલ કરે ?"

૮૫. તેમની આ વાત ઉપર અલ્લાહે તેમને એવી જન્નતો પ્રદાન કરી, જેના નીચે નહેરો વહે છે, અને તેઓ તેમાં હંમેશાં રહેશે. આ બદલો છે સદ્વર્તન અપનાવનારાઓ માટે.

૮૬. રહ્યા તે લોકો જેમણે અમારી આયતોને માનવાનો ઇન્કાર કરી દીધો અને તેમને ખોટી ઠેરવી, તો તેઓ જહન્નમ (નર્ક)ને પાત્ર છે. (રુકૂઅ-૧૧)

૮૭. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જે શુદ્ધ અને પવિત્ર વસ્તુઓ અલ્લાહે તમારા માટે હલાલ (વૈધ) કરી છે તેમને હરામ (અવૈધ) ન કરી લો[૧૫] અને હદથી આગળ ન વધો, અલ્લાહને હદથી વધી જનારા લોકો અત્યંત અપ્રિય છે.

૮૮. જે કંઈ હલાલ અને પવિત્ર વસ્તુઓ અલ્લાહે તમને પ્રદાન કરી છે તે ખાઓ-પીઓ, અને તે ખુદાની અવજ્ઞાથી બચતા રહો જેના ઉપર તમે ઈમાન લાવ્યા છો.

૮૯. તમે લોકો જે નિરર્થક સોગંદો ખાઈ લો છો તેના માટે અલ્લાહ પકડતો નથી, પરંતુ જે સોગંદો તમે ઇરાદાપૂર્વક ખાઓ છો તેના માટે તે તમારી જરૂર પકડ કરશે. (આવી સોગંદ તોડવાનો) કફ્ફારો એ છે કે દસ ગરીબોને એવું મધ્યમસરનું ખવડાવો જેવું તમે પોતાના બાળ-બચ્ચાઓને ખવડાવો છો, અથવા તેમને કપડાં પહેરાવો, અથવા એક ગુલામને

આઝાદ કરો, અને જે આમ કરવા સમર્થ ન હોય તે ત્રણ દિવસના રોઝા રાખે. આ તમારી સોગંદોનો કફ્ફારો (પ્રાયશ્ચિત) છે જ્યારે કે તમે સોગંદ ખાઈને તોડી નાખો, પોતાની સોગંદોની કાળજી રાખો. આવી રીતે અલ્લાહ પોતાના હુકમો તમારા માટે સ્પષ્ટ કરે છે, કદાચ તમે આભાર વ્યક્ત કરો.

૯૦. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! આ દારૂ અને જુગાર, વેદીઓ અને પાસાં, આ તમામ ગંદા શેતાની કાર્યો છે, તેમનાથી બચો. આશા છે કે તમને સફળતા પ્રાપ્ત થશે.

૯૧. શેતાન તો એવું ઇચ્છે છે કે દારૂ અને જુગાર દ્વારા તમારામાં વૈમનસ્ય અને દ્વેષ નાખી દે અને તમને અલ્લાહના સ્મરણથી અને નમાઝથી રોકે. પછી શું તમે આ વસ્તુઓથી રોકાઈ જશો ?

૯૨. અલ્લાહ અને તેના રસૂલની વાત માનો અને અટકી જાઓ, પરંતુ જો તમે આદેશનો અનાદર કર્યો તો જાણી લો કે અમારા પયગંબર ઉપર માત્ર સ્પષ્ટપણે આદેશ પહોંચાડી દેવાની જવાબદારી હતી.

૯૩. જે લોકો ઈમાન લઈ આવ્યા અને સદ્કાર્યો કરવા લાગ્યા, તેમણે પહેલાં જે કંઈ ખાધું પીધું હતું, તેના માટે કોઈ પકડ નહીં થાય, બસ શરત એ છે કે તેઓ ભવિષ્યમાં તે વસ્તુઓથી દૂર રહે જે હરામ (અવૈધ) કરવામાં આવી છે અને ઈમાન ઉપર અડગ રહે અને સદ્કાર્યો કરે, પછી જે-જે વસ્તુથી રોકવામાં આવે તેનાથી રોકાઈ જાય અને જે અલ્લાહનો આદેશ હોય તેને માને, પછી અલ્લાહનો ડર રાખીને સદ્વર્તન અપનાવે. અલ્લાહ સદ્ ચરિત્રના લોકોને પસંદ કરે છે. (રૂકૂઅ-૧૨)

૯૪. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહ તમને તે શિકાર દ્વારા ભારે કસોટીમાં નાખશે જે બિલકુલ તમારા હાથો અને ભાલાઓના નિશાના ઉપર હશે, એ જોવા માટે કે તમારામાંથી કોણ તેનાથી જોયા વિના ડરે છે, પછી જેણે આ ચેતવણી છતાં અલ્લાહની ઠરાવેલી હદ ઓળંગી તેના માટે દુઃખદાયી યાતના છે.

૯૫. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! એહરામની હાલતમાં શિકાર ન કરો, અને જો તમારા પૈકી કોઈ જાણી-બૂઝીને આમ કરી બેસે તો જે જાનવર તેણે માર્યું હોય તેના બરાબર એક જાનવર તેણે ઢોરમાંથી અર્પણ કરવું પડશે, જેનો નિર્ણય તમારામાંથી બે ન્યાયી વ્યક્તિઓ કરશે, અને આ અર્પણ



કા'બા પહોંચાડવામાં આવશે અથવા તો આ ગુનાના કફ્ફારા તરીકે કેટલાક ગરીબોને ખવડાવવાનું રહેશે અથવા તેના પ્રમાણમાં રોઝા રાખવા પડશે, જેથી તે પોતાની કરણીનો સ્વાદ ચાખે. પહેલાં જે કંઈ થઈ ગયું તેને અલ્લાહે માફ કરી દીધું, પરંતુ હવે જો કોઈએ આ જ હરકતનું પુનરાવર્તન કર્યું તો તેનાથી અલ્લાહ બદલો લેશે, અલ્લાહ સૌના ઉપર વર્ચસ્વ ધરાવે છે અને બદલો લેવાની તાકાત ધરાવે છે.

૯૬. તમારા માટે સમુદ્રનો શિકાર અને તેનો ખોરાક હલાલ (વૈધ) કરી દેવામાં આવ્યો, જ્યાં તમે રોકાણ કરો ત્યાં પણ તેને ખાઈ શકો છો અને કાફલા માટે ભાથું પણ બનાવી શકો છો, અલબત્ત જમીનનો શિકાર, જ્યાં સુધી તમે એહરામની હાલતમાં હોવ, તમારા માટે હરામ (અવૈધ) કરવામાં આવ્યો છે, તેથી બચો તે અલ્લાહની અવજ્ઞાથી જેની હજૂરમાં તમને સૌને ઘેરીને હાજર કરવામાં આવશે.

૯૭. અલ્લાહે પ્રતિષ્ઠિત ઘર કા'બાને લોકો માટે (સામૂહિક જીવનની) સ્થાપનાનું માધ્યમ બનાવ્યું અને પવિત્ર મહિનાઓને અને કુરબાનીના જાનવરો અને એવા જાનવરો જેમના ગળામાં પ્રતીક તરીકે પટ્ટા નાખવામાં આવેલા છે તેમને પણ (આ કાર્યમાં સહાયક બનાવી દીધા), જેથી તમને જાણ થઈ જાય કે અલ્લાહ આકાશો અને ધરતીની બધી બાબતોથી વાકેફ છે અને તેને દરેક વસ્તુનું જ્ઞાન છે.

૯૮. ખબરદાર થઈ જાઓ, અલ્લાહ સજા આપવામાં પણ સખત છે અને તેના સાથે-સાથે ઘણો દરગુજર કરનાર અને દયા પણ કરવાવાળો છે.

૯૯. ઈશદૂત (રસૂલ) ઉપર તો માત્ર સંદેશ પહોંચાડી દેવાની જવાબદારી છે, આગળ તમારી જાહેર અને છૂપી તમામ સ્થિતિને અલ્લાહ જાણવાવાળો છે.

૧૦૦. હે પયગંબર ! તેમને કહી દો કે પાક (વિશુદ્ધ) અને નાપાક (અશુદ્ધ) કોઈ પણ સંજોગોમાં સમાન નથી, ચાહે નાપાકની વિપુલતા તમને ગમે તેટલી મુગ્ધ કરનારી હોય, તેથી હે લોકો, જેઓ બુદ્ધિ ધરાવો છો ! અલ્લાહની અવજ્ઞાથી બચતા રહો, આશા છે કે તમને સફળતા પ્રાપ્ત થશે. (રૂકૂઅ-૧૩)

૧૦૧. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! એવી વાતો ન પૂછ્યા કરો જે તમારા ઉપર સ્પષ્ટ કરી દેવામાં આવે તો તમને અપ્રિય લાગે, પરંતુ જો તમે તેને એવા સમયે પૂછશો જ્યારે કે કુર્આન અવતરિત થઈ રહ્યું હોય તો તે તમારા ઉપર સ્પષ્ટ કરી દેવામાં આવશે. અત્યાર સુધી તમે જે કંઈ કર્યું તેને અલ્લાહે માફ કરી દીધું, તે દરગુજર કરનાર અને સહનશીલ છે.

૧૦૨. તમારા પહેલાં એક જૂથે આવા જ પ્રશ્નો કર્યા હતા, પછી તે લોકો આ

જ વાતોના કારણે કુફ્ર (ઇનકાર)માં પડી ગયા.

૧૦૩. અલ્લાહે ન કોઈ બહીરા ઠેરવ્યો છે ન સાઇબા, ન વસીલા, ન હામ,* પરંતુ આ કાફિરો અલ્લાહ ઉપર જૂઠું તહોમત મૂકે છે અને તેમના પૈકી ઘણાંખરા બુદ્ધિહીન છે (કે આવી અંધશ્રદ્ધાઓમાં માને છે)

૧૦૪. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે આવો, તે કાનૂન તરફ જે અલ્લાહે અવતરિત કર્યો છે અને આવો પયગંબર તરફ, તો તેઓ જવાબ આપે છે કે અમારા માટે તો બસ તે જ પદ્ધતિ પૂરતી છે જેના ઉપર અમે અમારા બાપ-દાદાને જોયા છે. શું તેઓ બાપ-દાદાનું જ અનુસરણ કર્યે જશે, ચાહે તેઓ કંઈ પણ જાણતા ન હોય અને સાચા માર્ગની તેમને ખબર જ ન હોય ?

૧૦૫. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! પોતાની ચિંતા કરો, કોઈ બીજાની પથભ્રષ્ટતાથી તમારું કંઈ બગડતું નથી જો તમે પોતે સીધા માર્ગ ઉપર હોવ, અલ્લાહ તરફ તમને સૌને પાછા ફરવાનું છે, પછી તે તમને બતાવી દેશે કે તમે શું કરતા રહ્યાં છો.

૧૦૬. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો, જ્યારે તમારામાંથી કોઈના મૃત્યુનો સમય આવી જાય અને તે વસિયત કરી રહ્યો હોય તો તેના માટે સાક્ષીનું પ્રમાણ આ છે કે તમારામાંથી બે ન્યાયી વ્યક્તિઓને સાક્ષી બનાવવામાં આવે, અથવા જો તમે મુસાફરીની હાલતમાં હોવ અને ત્યાં મૃત્યુની મુસીબત આવી જાય તો અન્ય વ્યક્તિઓમાંથી જ બે સાક્ષી લઈ લેવામાં આવે. પછી જો શંકા પડે તો નમાઝ પછી બંને સાક્ષીઓને (મસ્જિદમાં) રોકી રાખવામાં આવે અને તેઓ અલ્લાહના સોગંદ ખાઈને કહે, ''અમે કોઈ અંગત ફાયદાના બદલામાં સાક્ષી વેચવાવાળા નથી, અને ચાહે કોઈ અમારો સગો જ કેમ ન હોય (અમે તેના તરફ પક્ષપાત દાખવીશું નહીં), અને ન તો અમે અલ્લાહ માટેની સાક્ષીને છૂપાવનારા છીએ, જો અમે આવું કર્યું તો ગુનેગારોમાં ગણાઈશું.''

૧૦૭. પરંતુ જો ખબર પડી જાય કે આ બંનેએ પોતાને ગુનામાં નાખી દીધા છે, તો પછી તેમની જગ્યાએ બીજી બે વ્યક્તિઓ જે તેમની સરખામણીમાં સાક્ષી આપવા માટે વધુ લાયક હોય, તે લોકોમાંથી ઊભી થાય જેમનો હક્ક માર્યો ગયો હોય અને તેઓ અલ્લાહના સોગંદ ખાઈને કહે, ''અમારી સાક્ષી એમની સાક્ષી કરતાં વધુ સાચી છે અને અમે અમારી સાક્ષીમાં સહેજ પણ હદથી વધી ગયા નથી, જો અમે આવું કરીએ તો જાલિમોમાંથી હોઈશું.''

૧૦૮. આ પદ્ધતિ દ્વારા વધુ અપેક્ષા રાખી શકાય છે કે લોકો સાચી સાક્ષી

* ('બહીરા' તે ઊંટણીને કહે છે જે પાંચ વખત બચ્ચાં જણી ચૂકી હોય અને છેલ્લે તેણે નર બચ્ચું જણ્યું હોય. તેના કાન ચીરીને તેને આઝાદ છોડી દેવામાં આવતી હતી, પછી ન કોઈ તેની સવારી કરતું, ન તેનું દૂધ પીવામાં આવતું, ન તેને ઝબેહ કરવામાં આવતું, ન તેનું ઊન ઉતારવામાં આવતું. તેને અધિકાર હતો કે જે ખેતર અને જે ગૌચરમાં ચાહે ચરે અને જે ઘાટથી ચાહે પાણી પીએ. 'સાઇબા' તે ઊંટ કે ઊંટણીને →



આપશે અથવા ઓછામાં ઓછું આ વાતનો જ ડર રાખશે કે તેમની સોગંદો પછી બીજી સોગંદો વડે ક્યાંક તેમનું ખંડન ન થઈ જાય. અલ્લાહથી ડરો અને સાંભળો, અલ્લાહ અવજ્ઞાકારીઓને પોતાના માર્ગદર્શનથી વંચિત કરી દે છે. (રૂકૂઅ-૧૪)

૧૦૯. જે દિવસે અલ્લાહ તમામ પયગંબરોને એકઠા કરી પૂછશે કે તમને શું જવાબ આપવામાં આવ્યો, તો તેઓ કહેશે કે અમને કશી ખબર નથી, આપ જ તમામ છૂપી હકીકતો જાણો છો.

૧૧૦/૧૧૧. પછી કલ્પના કરો તે સમયની જ્યારે અલ્લાહ ફરમાવશે કે, ''હે મરયમના પુત્ર ઈસા ! યાદ કર મારી તે કૃપાને જે મેં તારા ઉપર અને તારી માતા ઉપર કરી હતી, મેં પવિત્ર રૂહ વડે તારી મદદ કરી, તું પારણામાં પણ લોકો સાથે વાત કરતો હતો અને મોટી વયે પહોંચીને પણ, મેં તને ગ્રંથ અને તત્ત્વદર્શિતા અને તૌરાત અને ઇંજીલનું શિક્ષણ આપ્યું, તું મારી આજ્ઞાથી પક્ષીના આકારનું માટીનું પૂતળું બનાવતો અને તેમાં ફૂંક મારતો હતો અને તે મારી આજ્ઞાથી પક્ષી બની જતું હતું, તું જન્મજાત આંધળાં અને રક્તપિત્તિયાને મારી આજ્ઞાથી સાજા કરતો હતો, તું મડદાંને મારી આજ્ઞાથી કાઢતો હતો. પછી જ્યારે તું ઇસરાઇલની સંતાન પાસે સ્પષ્ટ નિશાનીઓ લઈને પહોંચ્યો અને જે લોકો તેમના પૈકી સત્યનો ઇન્કાર કરનારા હતા તેમણે કહ્યું કે આ નિશાનીઓ જાદુ સિવાય બીજું કંઈ નથી, તો મેં જ તને એમનાથી બચાવ્યો અને જ્યારે મેં હવારીઓ (પયગંબરના સાથીઓ)ને ઇશારો કર્યો કે મારા ઉપર અને મારા રસૂલ ઉપર ઈમાન લાવો ત્યારે તેમણે કહ્યું, ''અમે ઈમાન લાવ્યા, અને સાક્ષી રહો કે અમે મુસ્લિમ (આજ્ઞાંકિત) છીએ'' —

૧૧૨. (હવારીઓ વિષે) આ કિસ્સો પણ યાદ રહે કે જ્યારે હવારીઓએ કહ્યું, ''હે મરયમના પુત્ર ઈસા ! શું તમારો રબ (પ્રભુ) અમારા ઉપર આકાશમાંથી ભોજનનો એક થાળ ઉતારી શકે છે ?'' તો ઈસાએ કહ્યું, ''અલ્લાહથી ડરો, જો તમે ઈમાનવાળા હોવ.''

૧૧૩. તેમણે કહ્યું, ''અમે માત્ર એટલું જ ચાહીએ છીએ કે તે થાળમાંથી ખાઈએ અને અમારા હૃદય સંતુષ્ટ થઈ જાય અને અમને જાણ થઈ

કહેતા હતા જેને કોઈ માનતાને પૂરી થવા કે કોઈ બીમારીથી મુક્ત થવા કે કોઈ ખતરાથી બચી જવા ઉપર આભાર-પ્રદર્શનના સ્વરૂપે તેને મુક્ત કરી દેવામાં આવ્યું હોય. તદુપરાંત કોઈ ઊંટણીએ દસ વખત બચ્ચા જણ્યા હોય અને દરેક વખતે માદા બચ્ચું જ જણ્યું હોય, તેને પણ છૂટી મૂકી દેવામાં આવતી હતી. તે જ રીતે જો બકરીનું પહેલું બચ્ચું નર હોય તો તે ખુદાઓના નામે ઝબેહ કરી દેવામાં આવતું અને જો તે પહેલી વખતે માદા જણતી તો તેને પોતાના માટે રાખી લેવામાં આવતું, પણ જો નર અને માદા એક સાથે પેદા થતા તો નરને ઝબેહ કરવાના બદલે આમ જ ખુદાઓના નામે છોડી દેવામાં આવતું અને તેનું નામ 'વસીલા' હતું. 'હામ' — જો કોઈ ઊંટનો પૌત્ર સવારી માટે લાયક થઈ જાય તો તે વૃદ્ધ ઊંટને છૂટો મૂકી દેવામાં આવતો હતો. આ ઉપરાંત જો કોઈ ઊંટના વીર્યથી દસ બચ્ચાં પેદા થઈ જાય તો તેને પણ છૂટો મૂકી દેવાતો હતો.)

જાય કે તમે અમને જે કંઈ કહ્યું છે તે સાચું છે અને અમે તેના ઉપર સાક્ષી હોઈએ."

૧૧૪. આ પ્રસંગે મરયમના પુત્ર ઈસાએ પ્રાર્થના કરી, "હે ખુદા, અમારા માલિક ! અમારા ઉપર આકાશમાંથી એક થાળ ઉતાર જે અમારા માટે અને અમારા પહેલાં અને પછીના લોકો માટે આનંદનો પ્રસંગ ઠરે અને તારા તરફથી એક નિશાની હોય, અમને રોજી આપ અને તું સર્વશ્રેષ્ઠ રોજી આપનાર છે."

૧૧૫. અલ્લાહે જવાબ આપ્યો, "હું તેને તમારા ઉપર ઉતારવાનો છું, પરંતુ તે પછી તમારા પૈકી જે કુફ્ર (ઈન્કાર) કરશે, તેને હું એવી સજા આપીશ જે મેં કોઈને નહીં આપી હોય." (રુકૂઅ-૧૫)

૧૧૬. ટૂંકમાં જ્યારે (આ ઉપકારો યાદ દેવડાવીને) અલ્લાહ ફરમાવશે, "હે મરયમના પુત્ર ઈસા ! શું તેં લોકોને કહ્યું હતું કે ખુદા સિવાય મને અને મારી માતાને પણ ખુદા બનાવી લો ?" તો તે જવાબમાં નિવેદન કરશે, "પવિત્ર અને મહાન છે તારી હસ્તી, મારું આ કામ ન હતું કે તે વાત કહેતો જે કહેવાનો મને અધિકાર ન હતો, જો મેં આવી વાત કહી હોત તો આપને જરૂર ખબર હોત. આપ જાણો છો જે કંઈ મારા હૃદયમાં છે અને હું નથી જાણતો જે કંઈ આપના હૃદયમાં છે. આપ તો તમામ છૂપી હકીકતોના જાણનાર છો.

૧૧૭. મેં તેમને તે સિવાય કંઈ કહ્યું નહીં જેનો આપે આદેશ આપ્યો હતો, એ કે અલ્લાહની બંદગી કરો જે મારો પણ માલિક છે અને તમારો માલિક પણ. હું ત્યાં સુધી જ તેમનો નિરીક્ષક હતો જ્યાં સુધી હું તેમના વચ્ચે હતો. જ્યારે આપે મને પાછો બોલાવી લીધો તો આપ તેમના ઉપર નિરીક્ષક હતા અને આપ તો બધી જ વસ્તુઓ ઉપર નિરીક્ષક છો.

૧૧૮. હવે જો આપ તેમને સજા આપો તો તેઓ આપના બંદા છે અને જો માફ કરી દો તો આપ સૌના ઉપર પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છો."

૧૧૯. ત્યારે અલ્લાહ ફરમાવશે, "આ તે દિવસ છે જેમાં સાચા લોકોને તેમની સચ્ચાઈ ફાયદો આપે છે, તેમના માટે એવા બાગો છે જેના નીચે નહેરો વહી રહી છે, અહીં તેઓ હંમેશાં રહેશે, અલ્લાહ તેમનાથી પ્રસન્ન થયો અને તેઓ અલ્લાહથી, આ જ મોટી સફળતા છે."

૧૨૦. આકાશો અને ધરતી અને જે કંઈ તેમાં છે, તેની બાદશાહી અલ્લાહ માટે જ છે અને તે દરેક વસ્તુ ઉપર વર્ચસ્વ ધરાવે છે. (રુકૂઅ-૧૬)



# (૬) અલ-અન્આમ

## પરિચય

**નામ :**

આરબ પ્રદેશના મૂર્તિપૂજકો કેટલાક 'અન્આમ' (ઢોર, ચોપાયા)ના હલાલ (અવૈધ) અને હરામ (વૈધ) હોવા વિષે કેટલીક અંધશ્રદ્ધાઓ ધરાવતા હતા, જેનું અહીં ખંડન કરવામાં આવ્યું છે. સૂરઃની આયતો ૧૩૬, ૧૩૮ અને ૧૩૯ માં 'અન્આમ' શબ્દનો ઉપયોગ થયો છે. એ જ કારણે અહીં આ સૂરઃના નામ તરીકે તેને પસંદ કરવામાં આવ્યો છે.

**ઉતરાણકાળ :**

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું કથન છે કે મક્કામાં એક જ સમયે આ આખી સૂરઃનું ઉતરાણ થયું હતું. હઝરત મુઆઝ બિન જબલ (રદિ.)ની પિતરાઈ બહેન અસ્માઅ બિન્તે યઝીદ (રદિ.) કહે છે, "આ સૂરઃનું ઉતરાણ થઈ રહ્યું હતું ત્યારે પયગંબર (સલ્લ.) ઊંટણી ઉપર સવાર હતા. ઊંટણીની નાથ મારા હાથમાં હતી, વજનના બોજથી ઊંટણીની જે દશા થઈ હતી તેનાથી લાગતું હતું કે હમણાં જ તેનાં હાડકાં ભાંગી જશે." અન્ય રિવાયતોમાં એ બાબતની પણ સ્પષ્ટતા મળે છે કે આ સૂરઃ જે રાત્રે ઊતરી હતી તે જ રાત્રે પયગંબર (સલ્લ.)એ તે લખાવી દીધી હતી.

આ સૂરઃના વિષય ઉપર વિચાર કરતાં સ્પષ્ટ જણાય છે કે મક્કા કાળના અંતિમ ચરણમાં તેનું ઉતરાણ થયું હોવું જોઈએ.

**પશ્ચાદ્ભૂમિ :**

હઝરત મુહમ્મદ (સલ્લ.) દ્વારા લોકોને ઇસ્લામનો સ્વીકાર કરવાના આમંત્રણ આપવાના કાર્યને ૧૨ વર્ષ થઈ ચૂક્યાં હતાં. આ ગાળા દરમ્યાન ઇસ્લામ-વિરોધી કુરૈશીઓનો મુસ્લિમો પ્રત્યેનો રોષ વધુ ધારદાર બન્યો હતો. ઇસ્લામ પ્રત્યેનો તેમનો વિરોધ મુસ્લિમોની પજવણીથી શરૂ થઈને ક્રૂર અને ઘાતકી વલણની પરાકાષ્ઠાએ પહોંચી ગયો હતો. પરિણામે ઘણાં મુસલમાનો પોતાનાં ઘરબાર છોડીને હબશા (એબીસીનિયા) હિજરત કરી ગયા હતા. ઇસ્લામના પ્રચારની ઝુંબેશ બાહ્ય રીતે તો ખૂબ જ નબળી દેખાતી હતી. પયગંબર (સલ્લ.)ના કુટુંબીજનો અને કેટલાક સાધન-વિહોણાં અનુયાયીઓ સિવાય બીજા કોઈની ખાસ મદદ પણ મળતી ન હતી. ગરીબ અનુયાયીઓ આ પ્રવૃત્તિને ભૌતિક રીતે મદદ કરી શકે એમ હતા જ નહીં, કેમ કે તેમના કુટુંબોએ જ તેમનો

બહિષ્કાર કરીને તેમને વધુ કમજોર બનાવી દીધા હતા.

સૂરઃ અનુઆમ ઊતરી ત્યારે કંઈક આવા સંજોગો પ્રવર્તતા હતા.

**વિષયો :**

આ સૂરઃના વિષયો નીચે પ્રમાણે મુખ્ય સાત વિભાગોમાં વહેંચી શકાય છે :

(૧) શિર્ક (અનેકેશ્વરવાદ)નું ખંડન અને તૌહીદ (એકેશ્વરવાદ)ની ધારણામાં વિશ્વાસ રાખવા આમંત્રણ.

(૨) મૃત્યુ પછીના જીવન અર્થાત્ આખિરતની ધારણાનો પ્રચાર

(૩) અજ્ઞાનતાકાળના અંધવિશ્વાસોનું ખંડન.

(૪) ઈસ્લામના મુખ્ય સિદ્ધાંતોની તાકીદ જેના ઉપર ઈસ્લામી સમાજનું નિર્માણ થાય છે.

(૫) પયગંબર (સલ્લ.) અને તેમના ધર્મ-પ્રચાર સામે ઉપસ્થિત કરવામાં આવતા વાંધાઓનાં દલીલસભર જવાબો.

(૬) પયગંબર (સલ્લ.) અને સામાન્ય મુસ્લિમોને આશ્વાસન.

(૭) ઈસ્લામનો ઈન્કાર અને વિરોધ કરનારાઓને ઉપદેશ, ચેતવણી અને ધમકી.

**મક્કી જીવનકાળના તબક્કાઓ :**

મક્કામાં ઊતરેલી સૂરઃને મક્કી સૂરઃ તરીકે ઓળખવામાં આવે છે. મક્કી સૂરઃઓમાં 'અનુઆમ' સૌ પ્રથમ લાંબી સૂરઃ છે. આથી આ પ્રસંગે મક્કી સૂરઃઓની ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિની એક વ્યાપક સમજૂતી અત્રે આપવી યોગ્ય લેખાશે, જેથી વાચક આગામી તમામ મક્કી સૂરઃઓ અને તેની સમજૂતી અંગેના હવાલાઓ સરળતાથી સમજી શકે.

મક્કી સૂરઃના ઉતરાણ સમયે પ્રવર્તતા સંજોગો વિષે ખૂબ જ અલ્પ માહિતી મળે છે, જ્યારે મદીનામાં અવતરિત લગભગ દરેક સૂરઃના અવતરણકાળ અંગે પૂરતી માહિતી મળે છે અથવા થોડાંક પ્રયત્નો દ્વારા નક્કી કરી શકાય છે એટલું જ નહીં પણ મદીનામાં અવતરિત મોટા ભાગની આયતો પૈકી ઘણી આયતોનાં ઉતરાણકાળ વિષે અલગ-અલગ પ્રમાણભૂત કથનો મળે છે. પરંતુ મક્કામાં ઊતરેલી સૂરઃઓના ઉતરાણકાળ વિષે માહિતી મેળવવાના આટલા વિગતવાર સાધનો ઓછા ઉપલબ્ધ છે. મક્કી સૂરઃઓમાંથી જૂજ સૂરઃઓ કે આયતોના ઉતરાણકાળ અને તેની પશ્ચાદ્ભૂમિ અંગે સાચી અને પ્રમાણભૂત રિવાયતો મળે છે, કેમ કે જેવી રીતે મદીનાના જમાનાના ઈતિહાસનું વિગતવાર સંપાદન થયું છે, તે રીતે મક્કા-કાળના ઈતિહાસનું સંપાદન થયું નથી. આથી



મક્કી સૂરઃઓની બાબતમાં ઐતિહાસિક પુરાવાઓને બદલે મોટા ભાગે તો આંતરિક પુરાવાઓ ઉપર આધાર રાખવો પડે છે, જે જુદી-જુદી સૂરઃઓના વિષયો અને તેમની વર્ણનશૈલી તથા તેમની પશ્ચાદ્ભૂમિ અંગે તેમાં મળતા પ્રત્યક્ષ અથવા પરોક્ષ સંકેતો મળે છે અને એ તો સ્પષ્ટ છે કે આવા પુરાવાઓની મદદ વડે એક એક સૂરઃ અને આયત વિષે એ નક્કી કરી શકાતું નથી કે તે અમુક સમયે કે અમુક વર્ષમાં અમુક પ્રસંગે જ ઊતરી છે. વધુમાં વધુ ખાત્રીપૂર્વક એટલું કહી શકાય કે મક્કી સૂરઃઓમાં મળતા આંતરિક પુરાવાઓ અને પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ના મક્કી જીવનના ઈતિહાસને સામસામે મૂકીએ અને તુલનાત્મક અભ્યાસ દ્વારા એ અભિપ્રાય બાંધીએ કે કઈ સૂરઃ ક્યા જમાનામાં ઊતરી છે.

આ દૃષ્ટિએ પયગંબર (સલ્લ.)ના મક્કા ખાતેના જીવનને ચાર સ્પષ્ટ તબક્કાઓમાં વહેંચી શકાય :

પ્રથમ તબક્કો હઝરત મુહમ્મદ (સલ્લ.)ને પયગંબરના પદ ઉપર બિરાજમાન કર્યાના ત્રણ વર્ષ પછી એમણે પયગંબરનું એલાન કર્યું ત્યાં સુધીનો તબક્કો છે. આ તબક્કા દરમ્યાન ઈસ્લામના સંદેશનો પ્રચાર આપ (સલ્લ.)એ ગુપ્ત રીતે ખાસ પસંદ કરેલી વ્યક્તિઓમાં જ કર્યો હતો. મક્કાના સામાન્ય લોકોને આપ (સલ્લ.)ના આ કાર્ય વિષે હજુ જાણ થઈ ન હતી.

– નબુવ્વત (ઈશદૂતત્વ)ની ઘોષણા પછીના બે વર્ષનો ગાળો બીજો તબક્કો છે. આ ગાળામાં પ્રથમ આપ (સલ્લ.)ના કાર્ય સામે વિરોધ ઊઠવા લાગ્યો, સમયના વહેણ સાથે તે વિરોધ, પ્રતિકારમાં પરિણમ્યો. ત્યાર પછી ઠઠ્ઠા મશ્કરી, આક્ષેપો, અપશબ્દો અને અત્યાચાર શરૂ થયો. ગરીબ, અશક્ત અને નિઃસહાય મુસ્લિમોની સતામણી માટે ખાસ ટુકડીઓની રચના પણ આ ગાળામાં ઈસ્લામના વિરોધીઓએ કરી.

ત્રીજો તબક્કો છ વર્ષના ગાળાનો હતો, જે અત્યાચાર અને અતિરેકથી શરૂ થયો અને નબી (સલ્લ.)ના કાકા અબૂ તાલિબ અને પત્ની હઝરત ખદીજા (રદિ.)ના અવસાન સુધી વિસ્તરેલો હતો. આ ગાળામાં વિરોધ ખૂબ જ ઉગ્ર થતો ગયો. મુસલમાનોની સતામણી એટલી તો વધી ગઈ કે એમનામાંથી ઘણાં હબશા (એબીસીનિયા) તરફ હિજરત કરી ગયા. આ જ તબક્કા દરમ્યાન અલ્લાહના રસૂલ (સલ્લ.) અને આપના કુટુંબીજનો તેમજ અન્ય મુસલમાનોનો સામાજિક અને આર્થિક બહિષ્કાર પણ મક્કાવાસીઓએ કર્યો તથા આપ (સલ્લ.) અને મુસલમાનો કે જેઓ મક્કામાં રહેતા હતા, તેમને 'શિઅ્બે અબૂ તાલિબ' (અબૂ તાલિબની ઘાટી)માં કેદ કરી દેવામાં આવ્યા.

નબુવ્વતના દસમા વર્ષથી તેરમા વર્ષ સુધીનો લગભગ ત્રણ વર્ષનો ગાળો, એ ચોથો તબક્કો હતો. નબી (સલ્લ.) અને આપના સાથીઓ માટે

ખૂબ જ મુશ્કેલી અને વિપદાઓનો આ જમાનો હતો. આપ (સલ્લ.) માટે મક્કામાં રહેવું અસંભવ બની ગયું હતું. આપ (સલ્લ.) તાઈફ ગયા, પરંતુ ત્યાં પણ આ આમંત્રણને સ્વીકાર ન મળ્યો. છેવટે અલ્લાહતઆલાએ યસ્રિબ (મદીના)ના અન્સારો (મદદગારો)ના હૃદયોમાં ઈસ્લામ પ્રત્યે પ્રેમ પેદા કરી દીધો અને તેમના આમંત્રણથી નબી (સલ્લ.) પોતાના અનુયાયીઓ સાથે મદીના હિજરત કરી ગયા.

ઉપરોક્ત ચાર તબક્કાઓમાં જે-જે સૂરઃઓ ઊતરી છે, તે દરેક તેના વિષય અને વર્ણન-શૈલીની દ્રષ્ટિએ બીજા કાળમાં ઉતરેલી સૂરઃઓથી જુદી પડે છે. આ ઉપરાંત તેમાં અનેક જગ્યાએ એ બાબતનો નિર્દેશ મળે છે, જેના ઉપરથી પશ્ચાદ્‌ભૂમિ અને ઘટનાઓ સ્પષ્ટપણે જાણી શકાય છે. દરેક જમાનામાં ઉતરેલી સૂરઃઓમાં તે જમાનાની વિશિષ્ટતાઓની અસર સ્પષ્ટપણે વર્તાય છે. આ જ નિર્દેશો ઉપર આધાર રાખી હવે અમે આગામી દરેક મક્કી સૂરઃના પરિચયમાં બતાવીશું કે તેનું ઉતરાણ મક્કી કાળના ક્યા તબક્કામાં થયું છે. ●



# (૬) સૂરઃ અલ-અન્આમ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૨૦ • આયતો : ૧૬૫)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે

૧. પ્રશંસા અલ્લાહ માટે છે જેણે આકાશો અને ધરતીને સર્જ્યા, પ્રકાશ અને અંધકારને પેદા કર્યા, તેમ છતાં પણ તે લોકો જેમણે સત્યના આમંત્રણને સ્વીકારવાનો ઇન્કાર કરી દીધો છે, બીજાઓને પોતાના રબ (માલિક અને પાલનહાર)ના સમકક્ષ ઠેરવી રહ્યાં છે.

૨. તે જ છે જેણે તમને માટીમાંથી પેદા કર્યા, પછી તમારા માટે જીવનની એક મુદ્દત નિશ્ચિત કરી દીધી, અને એક બીજી મુદ્દત હજુ પણ છે જે તેના ત્યાં નિશ્ચિત થયેલી છે. પણ તમે લોકો શંકામાં પડેલા છો.

૩. તે જ એક અલ્લાહ આકાશોમાં પણ છે અને ધરતીમાં પણ, તમારી જાહેર અને છુપી બધી જ સ્થિતિ જાણે છે અને જે બુરાઈ અથવા ભલાઈ તમે કમાવો છો તેનાથી સારી રીતે વાકેફ છે.

૪. લોકોની હાલત એવી છે કે તેમના રબની નિશાનીઓ પૈકી કોઈ નિશાની એવી નથી જે તેમના સામે આવી હોય અને તેમણે મોઢું ન ફેરવી લીધું હોય.

૫. આથી હવે જે સત્ય તેમના પાસે આવ્યું તો તેને પણ તેમણે ખોટું ઠેરવી દીધું. સારૂં તો, જે વસ્તુની તેઓ અત્યાર સુધી મજાક ઉડાવતા રહ્યા છે, ખૂબ જલ્દી તેના વિષે કેટલીક ખબરો તેમને પહોંચશે.

૬. આ લોકોએ જોયું નથી કે તેમના પહેલાં કેટલીય એવી કોમોને અમે નષ્ટ કરી ચૂક્યા છીએ જેમનો પોત-પોતાના યુગમાં ખૂબ દબદબો અને પ્રભાવ રહ્યો છે ? તેમને અમે ધરતી ઉપર તે વર્ચસ્વ પ્રદાન કર્યું, જે તમને પ્રદાન નથી કર્યું. તેમના ઉપર અમે આકાશમાંથી ખૂબ વરસાદ વરસાવ્યો અને તેમના નીચે નદીઓ વહેવડાવી દીધી, (પરંતુ જ્યારે તેમણે કૃતઘ્નતાથી કામ લીધું તો) અમે તેમના ગુનાઓના કારણે તેમને નષ્ટ કરી દીધા અને તેમના સ્થાને બીજા યુગની કોમોને ઉઠાવી.

૭. હે પયગંબર ! જો અમે તમારા ઉપર કોઈ કાગળમાં લિખિત પુસ્તક પણ અવતરીત કરી દેતા અને લોકો તેને પોતાના હાથો વડે સ્પર્શ કરીને જોઈ લેતા, તો પણ જેમણે સત્યનો ઇન્કાર કર્યો છે, તેઓ એમ જ કહેતા કે આ તો નર્યો જાદુ છે.

૮. કહે છે કે આ પયગંબર ઉપર શા માટે કોઈ ફરિશ્તો ઉતારવામાં નથી આવ્યો ? જો ક્યાંક અમે ફરિશ્તો ઉતારી દીધો હોત તો અત્યાર સુધી ક્યારનોય ફેંસલો થઈ ચૂક્યો હોત, પછી તેમને કોઈ મહેતલ આપવામાં ન આવતી.

૯. અને જો અમે ફરિશ્તાઓને ઉતારતા, તો પણ તેને મનુષ્યના સ્વરૂપમાં જ ઉતારતા અને આવી રીતે તેમને તે જ શંકામાં નાખી દેતા જેમાં અત્યારે તેઓ પડેલાં છે.

૧૦. હે પયગંબર ! તમારા પહેલાં પણ ઘણાં રસૂલોની મજાક ઉડાવવામાં આવી છે, પરંતુ તે મજાક ઉડાવનારાઓને છેવટે તે જ હકીકતે ઘેરી લીધા જેની તેઓ મજાક ઉડાવતા હતા. (રુકૂઅ-૧)

૧૧. તેમને કહો, જરા ધરતી ઉપર હરી-ફરીને જુઓ, ખોટું ઠેરવનારાઓનું શું પરિણામ આવ્યું છે ?

૧૨. તેમને પૂછો, આકાશો અને ધરતીમાં જે કંઈ છે તે કોનું છે ? — કહો, બધું અલ્લાહનું જ છે, તેણે કૃપા અને મહેરબાનીને પોતાના ઉપર અનિવાર્ય કરી લીધાં છે (આથી જ તે અવજ્ઞાઓ અને વિદ્રોહ બદલ તમને જલ્દીથી પકડતો નથી), કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તે તમને સૌને જરૂર એકઠા કરશે, આ તદ્દન અસંદિગ્ધ હકીકત છે, પરંતુ જે લોકોએ સ્વયં પોતાને વિનાશના જોખમમાં નાખી દીધા છે તેઓ તેને માનતા નથી.

૧૩. રાત્રિના અંધકારમાં અને દિવસના અજવાળામાં જે કંઈ સ્થિર છે બધું જ અલ્લાહનું છે અને તે બધું જ સાંભળે અને જાણે છે.

૧૪. કહો, અલ્લાહને છોડીને શું હું કોઈ બીજાને પોતાનો સંરક્ષક બનાવી લઉં ? તે અલ્લાહને છોડીને જે ધરતી અને આકાશોનો સર્જનહાર છે અને જે રોજી આપે છે, રોજી લેતો નથી ? કહો, મને તો આ જ હુકમ આપવામાં આવ્યો છે કે સૌથી પહેલાં હું તેના આગળ આજ્ઞાપાલનમાં માથું ઝુકાવી દઉં (અને તાકીદ કરવામાં આવી છે કે કોઈ શિર્ક કરતો હોય તો કરે) તું કોઈ પણ સંજોગોમાં મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ)માં સામેલ ન થા.

૧૫. કહો, જો હું મારા રબની અવજ્ઞા કરૂં તો ડરૂં છું કે એક મોટા (ભયંકર) દિવસે મારે સજા ભોગવવી પડશે.

૧૬. તે દિવસે જે સજાથી બચી ગયો તેના ઉપર અલ્લાહની મોટી કૃપા થઈ અને આ જ સ્પષ્ટ સફળતા છે.

૧૭. જો અલ્લાહ તમને કોઈ પ્રકારનું નુકસાન પહોંચાડે, તો તેના સિવાય કોઈ નથી જે તમને આ નુકસાનથી બચાવી શકે, અને જો તે તમને કોઈ ભલાઈ પ્રદાન કરે તો તેને દરેક વસ્તુનું સામર્થ્ય પ્રાપ્ત છે.

૧૮. તે પોતાના બંદાઓ ઉપર સંપૂર્ણ સત્તા ધરાવે છે, અને તત્ત્વદર્શી અને બધી ખબર રાખનારો છે.

૧૯. તેમને પૂછો, કોની સાક્ષી સૌથી શ્રેષ્ઠ છે ? — કહો, મારા અને તમારા વચ્ચે અલ્લાહ સાક્ષી છે અને આ કુર્આન મારા તરફ વહી મારફતે



મોકલવામાં આવ્યું છે, જેથી તમને અને જેને-જેને તે પહોંચે, સૌને ચેતવી દઉં. શું ખરેખર તમે લોકો આ સાક્ષી આપી શકો છો કે અલ્લાહ સાથે બીજા ખુદાઓ પણ છે ? કહો, હું તો આની સાક્ષી કદાપિ આપી શકતો નથી. કહો, અલ્લાહ તો તે જ એક છે અને મને તે શિર્ક સાથે સહેજ પણ નિસ્બત નથી જેમાં તમે પડ્યાં છો.

૨૦. જે લોકોને અમે ગ્રંથ આપ્યો છે તેઓ આ વાતને એવી રીતે અસંદિગ્ધ રૂપે ઓળખે છે જેવી રીતે તેઓને પોતાના પુત્રોને ઓળખવામાં કોઈ શંકા હોતી નથી, પરંતુ જેમણે સ્વયં પોતાને નુકસાનમાં નાખી દીધા છે તેઓ તેને માનતા નથી. (રુકૂઅ-૨)

૨૧. અને તે વ્યક્તિથી વધુ જાલિમ કોણ હશે જે અલ્લાહ ઉપર જૂઠો આરોપ મૂકે, અથવા અલ્લાહની નિશાનીઓને ખોટી ઠેરવે ? નિઃશંક આવા જાલિમો ક્યારેય સફળ થઈ શકતા નથી.

૨૨. જે દિવસે અમે આ સૌને એકઠા કરીશું અને મુશ્રિકોને પૂછીશું કે હવે તે તમારા ઠેરવેલા ભાગીદારો ક્યાં છે, જેમને તમે પોતાના ઉપાસ્યો સમજતા હતા,

૨૩. તો તેઓ આ સિવાય કોઈ યુક્તિ અજમાવી શકશે નહીં કે (આ ખોટું નિવેદન આપે કે) હે અમારા માલિક ! તારા સોગંદ, અમે કદાપિ મુશ્રિક ન હતા.

૨૪. જુઓ, તે વખતે તેઓ કેવી રીતે પોતાના ઉપર પોતે જૂઠ ઘડી કાઢશે અને ત્યાં તેમના બધા બનાવટી ઉપાસ્યો ખોવાઈ જશે.

૨૫. તેમના પૈકી કેટલાક લોકો એવા છે જેઓ કાન ધરીને તમારી વાતો સાંભળે છે, પરંતુ વાત એમ છે કે અમે તેમના હૃદયો ઉપર આવરણ નાખી રાખ્યા છે જેના કારણે તેઓ તેને સહેજ પણ નથી સમજતા અને તેમના કાનો સૂના કરી દીધા છે (કે બધું જ સાંભળ્યા પછી પણ કંઈ નથી સાંભળતા). તેઓ ચાહે કોઈ પણ નિશાની જોઈ લે, તેના ઉપર ઈમાન લાવશે જ નહીં. હદ તો એ છે કે જ્યારે તેઓ તમારા પાસે આવીને તમારાથી ઝઘડે છે, તો તેમનામાંથી જે લોકોએ ઇન્કારનો નિર્ણય કરી લીધો છે તેઓ (બધી વાતો સાંભળ્યા પછી) એમ જ કહે છે કે આ પ્રાચીન વાર્તાઓ સિવાય કશું નથી.

૨૬. તેઓ આ સત્ય વાતને સ્વીકારવાથી લોકોને અટકાવે છે અને પોતે પણ તેનાથી દૂર ભાગે છે. (તેઓ સમજે છે કે આવું કરીને તેઓ તમારૂં કંઈ બગાડી રહ્યા છે) જો કે હકીકતમાં તેઓ પોતાના જ વિનાશની સામગ્રી તૈયાર કરી રહ્યાં છે, પરંતુ તેમને તેનું ભાન નથી.

૨૭. કદાચ, તમે તે વખતની હાલત જોઈ શકતા જ્યારે તેમને દોજખ (નર્ક)ના કિનારે ઊભા કરવામાં આવશે. તે વખતે તેઓ કહેશે, કદાચ કોઈ રસ્તો એવો હોય કે અમને દુનિયામાં ફરી પાછા મોકલવામાં આવે અને પોતાના રબ (પ્રભુ)ની નિશાનીઓને ખોટી ન ઠેરવીએ અને ઈમાન લાવનારાઓમાં સામેલ થઈએ.

૨૮. હકીકતમાં આ વાત તેઓ માત્ર એ કારણે કહેશે કે જે સત્ય ઉપર તેમણે

પડદો નાખી રાખ્યો હતો, તે ત્યારે ખુલીને તેમના સામે આવી ચૂકી હશે, નહીં તો જો તેમને પાછલા જીવન તરફ પરત મોકલવામાં આવે તો ફરી પાછું તે જ બધું કરે જેની તેમને મનાઈ કરવામાં આવી છે, તેઓ તો છે જ જૂઠા (તેથી પોતાની આ ઈચ્છા વ્યક્ત કરવામાં પણ જૂઠથી જ કામ લેશે).

૨૯. આજે આ લોકો કહે છે કે જીવન જે કંઈ પણ છે, બસ આ જ અમારું દુનિયા (આલોક)નું જીવન છે અને અમને મૃત્યુ પછી કદાપિ બીજીવાર ઉઠાવવામાં નહીં આવે.

૩૦. કદાચ, તે દશ્ય તમે જોઈ શકો જ્યારે તેઓ પોતાના રબ (માલિક)ના સામે ઊભા કરવામાં આવશે. તે વખતે તેમનો રબ તેમને પૂછશે, ''શું આ સત્ય નથી ?'' તેઓ કહેશે, ''હા, હે અમારા રબ ! આ સત્ય જ છે.'' તે કહેશે, ''સારૂં, તો હવે પોતાના સત્યના ઈન્કારના પરિણામરૂપે સજાનો સ્વાદ ચાખો.'' (રુકૂઅ-૩)

૩૧. નુકસાનમાં ગયા તે લોકો જેમણે અલ્લાહ સાથેની પોતાની મુલાકાતની ખબરને ખોટી ઠેરવી. જ્યારે અચાનક તે ક્ષણ આવી જશે તો આ જ લોકો કહેશે, ''અફસોસ ! આપણાથી આ બાબતમાં કેવી ભૂલ થઈ ?'' અને તેમની હાલત એવી હશે કે પોતાની પીઠો ઉપર પોતાના ગુનાઓનો બોજ ઉપાડી રહ્યાં હશે. જુઓ, કેવો ખરાબ બોજ છે જે આ લોકો ઉપાડી રહ્યાં છે !

૩૨. દુનિયા (આલોક)નું જીવન તો એક ખેલ અને એક તમાશો છે. હકીકતમાં આખિરત (પરલોક)નું ઠેકાણું જ તે લોકો માટે સારૂં છે જે લોકો નુકસાનથી બચવા માગે છે. પછી શું તમે લોકો બુદ્ધિથી કામ નહીં લો ?

૩૩. હે નબી ! અમને ખબર છે કે જે વાતો આ લોકો બનાવે છે તેનાથી તમને દુઃખ પહોંચે છે, પરંતુ આ લોકો તમને ખોટા નથી ઠેરવતા, બલ્કે આ અત્યાચારીઓ વાસ્તવમાં અલ્લાહની આયતોનો ઈન્કાર કરી રહ્યા છે.

૩૪. તમારા પહેલાં પણ ઘણાં રસૂલોને ખોટા ઠેરવવામાં આવી ચૂક્યા છે, પરંતુ આ જૂઠ ઉપર અને તે પીડાઓ ઉપર જે તેમને પહોંચાડવામાં આવી, તેમણે ધીરજ રાખી, ત્યાં સુધી કે તેમના પાસે અમારી મદદ પહોંચી ગઈ. અલ્લાહની વાતોને બદલી કાઢવાનું સામર્થ્ય કોઈનામાં નથી અને અગાઉ થઈ ગયેલા પયગંબરો સાથે જે થયું તેના અહેવાલો તમને પહોંચી જ ગયા છે.

૩૫. તે પછી પણ જો આ લોકોની ઉપેક્ષા તમારા માટે અસહ્ય હોય તો જો તમારામાં શક્તિ હોય તો ધરતીમાં કોઈ સુરંગ શોધી કાઢો અથવા આકાશમાં સીડી લગાવો અને તેમના પાસે કોઈ નિશાની લાવવાની કોશિશ કરો. જો અલ્લાહ ચાહતો તો આ સૌને માર્ગદર્શન ઉપર એકત્ર કરી શકતો હતો, તેથી નાસમજ ન બનો.



૩૬. સત્યનું આમંત્રણ તેઓ જ સ્વીકારે છે જેઓ સાંભળે છે. રહ્યા મડદાં, તો એમને તો અલ્લાહ બસ કબરોમાંથી જ ઉઠાવશે અને પછી તેમને (તેની અદાલતમાં રજૂ થવા માટે) પાછા લાવવામાં આવશે.

૩૭. આ લોકો કહે છે કે આ પયગંબર ઉપર તેના રબ તરફથી નિશાની શા માટે ઉતારવામાં ન આવી ? કહો, અલ્લાહ નિશાની ઉતારવા સંપૂર્ણપણે શક્તિમાન છે, પરંતુ તેમાંના ઘણાંખરા લોકો અજ્ઞાનતામાં પડેલા છે.

૩૮. ધરતી ઉપર ચાલતા કોઈ જાનવર અને હવામાં પાંખો વડે ઉડતા કોઈ પક્ષીને જોઈ લો, આ સૌ તમારા જેમ જ જુદી-જુદી જાતો છે, અમે તેમના ભાગ્ય-લેખમાં કોઈ કસર રાખી નથી, પછી – આ બધા પોતાના રબના તરફ સમેટી લેવામાં આવે છે.

૩૯. પરંતુ જે લોકો અમારી આયતોને ખોટી ઠેરવે છે, તેઓ બહેરા અને મૂંગા છે, અંધારામાં પડેલા છે. અલ્લાહ જેને ચાહે છે ભટકાવી દે છે અને જેને ચાહે છે સીધા માર્ગ ઉપર લગાવી દે છે

૪૦. તેમને કહો, થોડોક વિચાર કરીને બતાવો, જો ક્યારેક તમારા ઉપર અલ્લાહ તરફથી કોઈ મોટી મુસીબત આવી જાય છે અથવા અંતિમ ઘડી આવી પહોંચે છે તો શું તે વખતે તમે અલ્લાહ સિવાય કોઈ બીજાને પોકારો છો ? બોલો, જો તમે સાચા હોવ.

૪૧. તે વખતે તમે અલ્લાહને જ પોકારો છો, પછી જો તે ચાહે છે તો તે મુસીબત તમારા ઉપરથી ટાળી દે છે. આવા સમયે તમે પોતાના ઠેરવેલા ભાગીદારોને ભૂલી જાઓ છો. (રુકૂઅ-૪)

૪૨. તમારા અગાઉ અનેક કોમો તરફ અમે રસૂલો (પયગંબરો) મોકલ્યા અને તે કોમોને મુસીબતો અને દુઃખોમાં નાખી, જેથી તેઓ વિનમ્રતાપૂર્વક અમારા સામે ઝુકી પડે.

૪૩. પછી જ્યારે અમારા તરફથી તેમના ઉપર સંકટ આવ્યું તો શા માટે તેમણે વિનમ્રતા ન અપનાવી ? પરંતુ તેમના હૃદય તો વધુ કઠોર થઈ ગયા અને શૈતાને તેમને હૈયાધારણ આપી કે જે કંઈ તમે કરી રહ્યા છો, ઘણું સારૂં કરી રહ્યાં છો.

૪૪. પછી જ્યારે તેમણે તે શિખામણ, જે તેમને આપવામાં આવી હતી, ભુલાવી દીધી તો અમે દરેક પ્રકારની સમૃદ્ધિના દ્વાર તેમના માટે ખોલી દીધા, ત્યાં સુધી કે જ્યારે તેઓ તે બક્ષિસોમાં જે તેમને પ્રદાન કરવામાં આવી હતી, ખૂબ મગ્ન થઈ ગયા તો ઓચિંતા અમે તેમને ઝડપી લીધા અને હવે સ્થિતિ એ હતી કે તેઓ દરેક ભલાઈથી નિરાશ હતા.

૪૫. આવી રીતે તે લોકોને જડમૂળથી ઉખેડી નાખવામાં આવ્યા જેમણે અત્યાચાર કર્યો હતો અને પ્રશંસા છે અલ્લાહ, સર્વ જગતોના માલિક માટે (કે તેણે તેમને જડમૂળથી ઉખાડી ફેંક્યા).

૪૬. હે પયગંબર ! તેમને કહો, ક્યારેય તમે એ પણ વિચાર્યું કે જો અલ્લાહ તમારી દૃષ્ટિ અને શ્રવણ શક્તિ તમારા પાસેથી છીનવી લે અને તમારા હૃદયો ઉપર મહોર મારી દે'' તો અલ્લાહ સિવાય બીજો કયો ખુદા છે જે આ શક્તિઓ તમને પાછી અપાવી શકતો હોય ? જુઓ, કેવી રીતે અમે વારંવાર પોતાની નિશાનીઓ તેમની સામે રજૂ કરીએ છીએ અને પછી તેઓ કેવી રીતે તેની ઉપેક્ષા કરી જાય છે.

૪૭. કહો, ''ક્યારેય તમે વિચાર્યું કે જો અલ્લાહ તરફથી ઓચિંતો અથવા ખુલ્લી રીતે તમારા ઉપર પ્રકોપ આવી જાય તો શું અત્યાચારીઓ સિવાય કોઈ બીજો માર્યો જશે ?

૪૮. અમે જે રસૂલ મોકલીએ છીએ એટલા જ માટે તો મોકલીએ છીએ કે તેઓ સદાચારી લોકોને શુભ સમાચાર આપનારા અને દુરાચારીઓને ડરાવનારા હોય. પછી જે લોકો તેમની વાત માની લે અને પોતાનું વર્તન સુધારી લે, તેમના માટે કોઈ ભય અને દુ:ખનો પ્રસંગ નથી.

૪૯. અને જે લોકો અમારી આયતોને ખોટી ઠેરવે, તેઓ પોતાની અવજ્ઞાના પરિણામે સજા ભોગવીને રહેશે.

૫૦. હે પયગંબર ! તેમને કહો, ''હું તમને એમ નથી કહેતો કે મારા પાસે અલ્લાહના ખજાના છે, ન હું અદૃશ્યનું જ્ઞાન ધરાવું છું, અને ન તો એમ કહું છું કે હું ફરિશ્તો છું. હું તો માત્ર તે વહી (દિવ્ય પ્રકાશના)નું અનુસરણ કરું છું જે મારા ઉપર અવતરિત કરવામાં આવે છે.'' પછી આમને પૂછો, ''શું આંધળો અને દેખતો બંને સમાન હોઈ શકે છે ? શું તમે વિચાર કરતા નથી ?'' (રુકૂઅ-૫)

૫૧. અને હે પયગંબર ! તમે આ (વહીના શિક્ષણ) દ્વારા તે લોકોને ઉપદેશ આપો જે તે વાતનો ભય રાખે છે કે તેમને પોતાના રબના સામે ક્યારેક એવી સ્થિતિમાં રજૂ કરવામાં આવશે કે તેના સિવાય ત્યાં કોઈ (એવો સત્તાધિકારી) નહીં હોય જે તેમનો સમર્થક અને સહાયક હોય કે તેમની ભલામણ કરે, કદાચ (આ ઉપદેશથી ચેતી જઈને) તેઓ અલ્લાહથી ડરવાનું વલણ અપનાવે.

૫૨. અને જે લોકો પોતાના રબને રાત-દિવસ પોકારતા રહે છે અને તેની પ્રસન્નતા પ્રાપ્ત કરવામાં વ્યસ્ત છે તેમને પોતાનાથી દૂર ન હડસેલો. તેમના હિસાબમાંથી કોઈ વસ્તુનો બોજ તમારા ઉપર નથી અને તમારા હિસાબમાંથી કોઈ વસ્તુનો બોજ તેમના ઉપર નથી. તેમ છતાં પણ જો તમે તેમને દૂર હડસેલશો તો અત્યાચારીઓમાં ગણાશો.

૫૩. હકીકતમાં અમે આવી રીતે આ લોકોમાંથી કેટલાકને કેટલાક વડે અજમાયશમાં નાખ્યા છે જેથી તેઓ તેમને જોઈને કહે, ''શું આ છે તે



લોકો જેમના ઉપર આપણા વચ્ચે અલ્લાહની કૃપા થઈ છે ?''— હા, શું અલ્લાહ પોતાના કૃતજ્ઞ બંદાઓને તેમના કરતાં વધુ નથી જાણતો ?

૫૪. જ્યારે તમારા પાસે તે લોકો આવે, જેઓ અમારી આયતો ઉપર ઈમાન લાવે છે, તો તેમને કહો, ''તમારા ઉપર સલામતી છે. તમારા રબે (પ્રભુએ) તમારા ઉપર દયા કરવાનું અનિવાર્ય કરી લીધું છે. (આ તેની દયા અને મહેરબાની છે કે) જો તમારામાંથી કોઈ અજાણતામાં બુરાઈનું આચરણ કરી બેસ્યો હોય, પછી તૌબા (ક્ષમા અને પશ્ચાતાપ) કરે અને સુધારણા કરી લે તો તે તેને માફ કરી દે છે અને નરમીથી કામ લે છે.''

૫૫. અને આવી રીતે અમે પોતાની નિશાનીઓ વિગતવાર વર્ણવીએ છીએ, જેથી ગુનેગારોનો માર્ગ તદ્દન ખુલીને સામે આવી જાય. (રુકૂઅ-૬)

૫૬. હે પયગંબર ! આમને કહો કે, ''તમે અલ્લાહ સિવાય જે બીજાઓને પોકારો છો, તેમની બંદગી કરવાની મને મનાઈ કરવામાં આવી છે.'' કહો, ''હું તમારી ઇચ્છાઓનું પાલન નહીં કરું. જો મેં આવું કર્યું તો પથભ્રષ્ટ થઈ ગયો, સીધો માર્ગ પામનારાઓ પૈકીનો ન રહ્યો.''

૫૭. કહો, ''હું પોતાના રબ તરફથી મળેલ સ્પષ્ટ દલીલ ઉપર કાયમ છું અને તમે તેને ખોટી ઠેરવી દીધી છે, હવે મારા અધિકારમાં તે વસ્તુ નથી જેના માટે તમે ઉતાવળા થયાં છો, નિર્ણય કરવાનો સંપૂર્ણ અધિકાર અલ્લાહને છે, તે જ સત્ય હકીકત વર્ણવે છે અને તે જ સૌથી સારો નિર્ણય કરનાર છે.''

૫૮. કહો, ''જો ક્યાંક તે વસ્તુ મારા અધિકારમાં હોત, જેના માટે તમે ઉતાવળા થઈ રહ્યાં છો, તો મારા અને તમારા વચ્ચે ક્યારનો ફેંસલો થઈ ગયો હોત. પરંતુ અલ્લાહ વધુ સારી રીતે જાણે છે કે અત્યાચારીઓ સાથે શું મામલો કરવો જોઈએ.

૫૯. તેના જ પાસે ગેબ (અદૃશ્ય)ની ચાવીઓ છે જેને તેના સિવાય કોઈ નથી જાણતું. સમુદ્ર અને ભૂમિમાં જે કંઈ છે, બધાથી તે વાકેફ છે. વૃક્ષ ઉપરથી પડનાર કોઈ પાંદડું એવું નથી જેની જાણ તેને ન હોય. ધરતીના અંધારા પડોમાં કોઈ દાણો એવો નથી જેનાથી તે વાકેફ ન હોય. સૂકું અને લીલું બધું જ એક ખુલ્લા ગ્રંથમાં લખેલું છે.

૬૦. તે જ છે જે રાત્રે તમારી આત્માઓ ખેંચી લે છે અને દિવસે જે કંઈ તમે કરો છો તેને જાણે છે, પછી બીજા દિવસે તે તમને તે જ કારોબારની દુનિયામાં પાછા મોકલી દે છે, જેથી જીવનની નિર્ધારિત મુદ્દત પૂરી થાય. છેવટે તેના જ તરફ તમારે પાછા ફરવાનું છે, પછી તે તમને

બતાવી દેશે કે તમે શું કરતા રહ્યાં છો. (રુકૂઅ-૭)

૬૧. પોતાના બંદાઓ ઉપર તે સંપૂર્ણ કાબૂ ધરાવે છે અને તમારા ઉપર દેખરેખ રાખનાર નિયુક્ત કરીને મોકલે છે, ત્યાં સુધી કે જયારે તમારામાંથી કોઈના મૃત્યુનો સમય આવી જાય છે તો તેના મોકલેલા ફરિશ્તાઓ તેના પ્રાણ કાઢી લે છે અને પોતાનું કર્તવ્ય બજાવવામાં સહેજ પણ કસર છોડતા નથી.

૬૨. પછી તમામે તમામ તેમના સાચા માલિક અલ્લાહ તરફ પાછા લાવવામાં આવે છે. સાવધાન થઈ જાઓ, ફેંસલાના બધા અધિકારો તે જ ધરાવે છે અને તે હિસાબ લેવામાં ખૂબ તેજ છે.

૬૩. હે પયગંબર ! આમને પૂછો, ''રણ અને સમુદ્રના અંધકારમાં કોણ તમને જોખમોથી બચાવે છે ? કોણ છે જેના પાસે તમે (મુસીબતના સમયે) કરગરી-કરગરીને અને છાની રીતે પ્રાર્થનાઓ કરો છો ? કોનાથી કહો છો કે જો આ આપત્તિમાંથી તેણે અમને બચાવી લીધા તો અમે જરૂર કૃતજ્ઞ થઈશું ?

૬૪. — કહો, અલ્લાહ તમને આનાથી અને દરેક તકલીફથી છુટકારો આપે છે, પછી તમે બીજાઓને તેના ભાગીદાર ઠેરવો છો,

૬૫. કહો, ''તે એવું કરવા સમર્થ છે કે તમારા ઉપર કોઈ આફત ઉપરથી ઉતારી દે અથવા તમારા પગ નીચેથી લઈ આવે અથવા તમને જૂથોમાં વહેંચીને એક જૂથને બીજા જૂથની શક્તિનો સ્વાદ ચખાડી દે.'' જુઓ, અમે કેવી રીતે વારંવાર જુદી-જુદી રીતે પોતાની નિશાનીઓ તેમના સામે રજૂ કરી રહ્યા છીએ, કદાચ તેઓ હકીકતને સમજી લે.

૬૬. તમારી કોમ તેનો ઈન્કાર કરી રહી છે, જો કે તે સત્ય છે. તેમને કહી દો કે હું તમારા ઉપર નિરીક્ષક બનાવવામાં નથી આવ્યો.

૬૭. દરેક વાતના પ્રગટ થવાનો એક સમય નિશ્ચિત છે, ટૂંક સમયમાં જ તમને પોતાને પરિણામની ખબર પડી જશે.

૬૮. અને હે પયગંબર ! જયારે તમે જુઓ કે લોકો અમારી આયતોમાં નુક્તેચીની કરી રહ્યા છે તો તેમના પાસેથી ખસી જાઓ, ત્યાં સુધી કે તેઓ આ વાત છોડીને બીજી વાતોમાં લાગી જાય, અને જો ક્યારેક શેતાન તમને ભુલાવામાં નાખી દે તો જે વખતે તમને આ ભૂલનો અહેસાસ થઈ જાય, તે પછી ફરી આવા અત્યાચારી લોકો પાસે ન બેસો.

૬૯. તેમના હિસાબમાંથી કોઈ વસ્તુની જવાબદારી પરહેઝગાર (સંયમી) લોકો ઉપર નથી, અલબત્ત શિખામણ આપવું તેમનું કર્તવ્ય છે, કદાચ તેઓ ખોટા વર્તનથી બચી જાય.



૭૦. છોડો તે લોકોને જેમણે પોતાના દીન (ધર્મ)ને ખેલ અને તમાશો બનાવી રાખ્યો છે અને જેમને દુનિયાના જીવને ભ્રમમાં નાખી રાખ્યા છે. હા, પરંતુ આ કુર્આન સંભળાવીને શિખામણ અને ચેતવણી આપતા રહો કે ક્યાંક કોઈ વ્યક્તિ પોતાના કરતૂતોની આફતમાં ફસાઈ ન જાય, અને સપડાય પણ તો એવી હાલતમાં કે અલ્લાહથી બચાવનાર કોઈ હિમાયતી કે મદદગાર અને કોઈ ભલામણ કરનાર તેના માટે ન હોય, અને જો તે દરેક શક્ય વસ્તુ ફિદયા (બદલા)માં આપીને છૂટવા ચાહે તો પણ તેના પાસેથી સ્વીકારવામાં ન આવે, કારણ કે આવા લોકો તો સ્વયં પોતાની કમાણીના પરિણામે પકડાઈ જશે, એમને તો પોતાના સત્યના ઈન્કારના બદલા રૂપે પીવા માટે ઉકળતું પાણી અને પીડાકારી સજા ભોગવવા મળશે. (રુકૂઅ-૮)

૭૧. હે નબી ! તેમને પૂછો, શું અમે અલ્લાહને છોડીને તેઓને પોકારીએ જેઓ ન અમને ફાયદો પહોંચાડી શકે છે ન નુકસાન ? અને જયારે કે અલ્લાહ અમને સીધો માર્ગ બતાવી ચૂક્યો છે, તો શું હવે અમે ઉલટા પગે પાછા ફરી જઈએ ? શું અમે અમારી હાલત તે વ્યક્તિ જેવી કરી લઈએ જેને શેતાનોએ જંગલમાં ભટકાવી દીધો હોય અને તે આકુળ-વ્યાકુળ થઈને ફરી રહ્યો હોય, જયારે કે તેના સાથીઓ તેને બોલાવી રહ્યા હોય કે અહીં આવ, આ સીધો માર્ગ મોજૂદ છે ? કહો, ''હકીકતમાં સાચું માર્ગદર્શન તો માત્ર અલ્લાહનું જ માર્ગદર્શન છે અને તેના તરફથી અમને આ આદેશ મળ્યો છે કે સૃષ્ટિના માલિકના સામે આજ્ઞાપાલનમાં માથું ઝુકાવી દો,

૭૨. નમાઝ કાયમ કરો અને તેની અવજ્ઞાથી બચો, તેના જ સમક્ષ તમે એકઠા કરવામાં આવશો.

૭૩. તે જ છે જેણે આકાશ અને ધરતીને સત્યપૂર્વક પેદા કર્યા છે. અને જે દિવસે તે કહેશે કે હશ્ર (પ્રલય) થઈ જાય, તે જ દિવસે તે થઈ જશે. તેનું ફરમાન તદ્દન સત્ય છે. અને જે દિવસે રણશિંગું ફૂંકવામાં આવશે તે દિવસે બાદશાહી તેની જ હશે, તે અદૃશ્ય અને દૃશ્ય દરેક વસ્તુનો જાણનાર છે અને તત્ત્વદર્શી તથા બધી ખબર રાખનાર છે.

૭૪. ઈબ્રાહીમનો કિસ્સો યાદ કરો જયારે તેણે પોતાના પિતા આઝરને કહ્યું હતું, ''શું તું મૂર્તિઓને ખુદા બનાવે છે ? હું તો તને અને તારી કોમને સ્પષ્ટ પથભ્રષ્ટતામાં જોઉં છું.''

૭૫. ઈબ્રાહીમને અમે આવી જ રીતે આકાશો અને ધરતીનું રાજય-તંત્ર દેખાડતા હતા અને એટલા માટે દેખાડતા હતા કે તે વિશ્વાસ